# સમર્પણ

સાબરમતી નદી
અને વર્ધાની
હનુમાન ટેકરીને
નારાયણ

'સંત સેવતાં સુકૃત વાધે'વાળી ચિ. નારાયણની ચોપડીના તમે મોકલેલા ફરમા કવર ખોલવાની સાથે એક જ બેઠકે વાંચી કાઢયા. સાવ પી જ ગયો. આખી ચોપડી એક ઊર્મિલ કાવ્ય સમી છે. ક્યાંક તો જાણે ટેનિસનનું 'ઇન મેમોરિયમ' ગદ્યમાં વાંચતા હોઈએ.

સ્વ. મહાદેવભાઈનો સરસ્વતીનો અને સ્વ. દુર્ગાબહેનનો ભક્તિનો વારસો બેઉ એનામાં સામટા ઊતર્યા છે. ઉપરાંત નરવો વિનોદ એનો પોતાનો ફાળો છે, જે શરૂના પ્રકરણોમાં પાને પાને મઘમઘે છે. ભંડુભીખાભાઈવાળું પ્રકરણ વાંચતાં તો મને પેટમાં દુખવા આવ્યું. મન ફૂંક મારીને ઝડપી લે એવી ચોપડી વર્ષો કે દાયકાઓ પછી મેં વાંચી હોય તો તે આ. It is a remarkable performance. A rare piece of literary art in biographical writing, besides its historcial value.

( સ્વામી આનંદના એક પત્રમાંથી )

# લેખકના બે બોલ

નાનપણમાં જ્યારે મારી મોટીમા (બાની બા) પાસે રામાયણ મહાભારતની વાર્તાઓ સાંભળતો ત્યારે ઘણી વાર મનમાં મનમા કિષ્કિંધાના વાનરો અને ગોકુળના ગોવાળોની અદેખાઈ આવતી ત્યારે હુ નહોતો જાણતો કે એ જ ભાગ્ય આ યુગમા મારુ પણ હતુ તુલસીદાસની માફક પદસરોજને લક્ષમા રાખીને અનપાયની ભક્તિ તો કદી કરી જાણી નથી, પણ કોણ જાણે કયા જન્મના પુણ્યે આ જન્મે 'સદા સત્સગ' લાધ્યો છે: માત્ર આ પુસ્તકમા જેમનો ઉલ્લેખ કર્યો છે તેમનો જ નહિ, પણ બીજાયે અનેક સતોનો એ સતો પૈકી કેટલાકની સ્મરણગગામા નાહવાની ઇચ્છાએ જ જ્યારે, ૧૯૬૫મા, 'જન્મભૂમિ' પત્રે મારી પાસે ગાધીજીના સસ્મરણોની માગણી કરી ત્યારે મે એને હોશે હોશે સ્વીકારી. 'જન્મભૂમિ'ની આકાક્ષા ૧૯૨૦-૧૯૪૭ના ગાળાના આઝાદીની લડાઈનો ઇતિહાસ, એ લડાઈમા આગેવાની ભરેલો ભાગ ભજવતા ગાધીજી, જવાહરલાલજી કે સરદાર જેવાની સાથે રહેલા લોકોની કલમે સ્વાતત્ર્ય સગ્રામની ગાથારૂપે મેળવવાની હતી મારા જેવાની સત સેવવાની આકાક્ષા આ લેખમાળાને મૂળમા મે આપેલા 'क्षणमिह सज्जनसंगति-

રેખા'ના શીર્ષકમાં વ્યક્ત થતી હતી. અઠવાડિયે અઠવાડિયે 'જન્મભૂમિ'માં પ્રગટ થતા આ લેખોમાં એ બંને આકાંક્ષાઓનો કેટલો સુમેળ સધાયો એ તો રામ જાણે, પણ એ લેખો વાંચીને ઘણાઓએ એને પુસ્તકાકારે બહાર પાડવાની માગણી કરી, તે આજે 'સત સેવતાં સુકૃત વાધે'ને નામે પૂરી થાય છે. પુસ્તકાકારે છાપવાની રજા આપવા બદલ 'જન્મભૂમિ'ના પ્રકાશકોનો, પોતાનાં ચિત્રો છાપવાની રજા આપવા બદલ શ્રી દત્તા મહાનો તથા પોતાના પાડેલા ફોટા છાપવાની રજા આપવા સારુ શ્રી કનુ ગાંધીનો તથા આ પુસ્તકના મુદ્રણ અને પ્રકાશન બદલ મોહન પરીખ તથા બાલગોવિંદ કુબેરદાસની પેઢીનો આભારી છું.

નારાયણ દેસાઈ

# અનુક્રમ

# ૧. મંગલ મંદિર ખોલો !

સાબરમતીનો સત્યાગ્રહ આશ્રમ એક સાંકેતિક સ્થળે આવેલો છે. કિંવદંતી છે કે આ જ સ્થળની આસપાસ, પ્રાચીન કાળમાં, ઇન્દ્ર સારુ વજ્ર બનાવવા પોતાનાં હાડકાં સમર્પણ કરી દેનાર ઋષિ દધીચિનો આશ્રમ હતો. પ્રાચીન કાળના એ ઋષિની આત્મસમર્પણની એ કથા જેટલી અદ્ભુત છે, તેના કરતા અર્વાચીન કાળમાં તે જ સ્થળે આશ્રમ સ્થાપનાર મહાત્માની ગાથા કાંઈ ઓછી રોમહર્ષણ નથી.

બાપુ ઘણી વાર કહેતા: 'મારો આશ્રમ સરસ જગાએ છે. એક બાજુ દૂધેશ્વર છે. બીજી બાજુ જેલ. આ આશ્રમમા રહેનારાઓને સારુ જેલની કાંઈ નવાઈ ન હોઈ શકે અને દૂધેશ્વરના સ્મશાનનો કાંઈ ભય ન હોવો ઘટે.'

એમની વાતમા ટાપસી પૂરી કોઈ અંતેવાસી કહેતા: 'હા બાપુ, ને આપના આશ્રમની સામેસામ મિલના ભૂંગળા ઊભા છે, જે એ વાતની યાદ આપે છે કે ખાદીવાળાઓએ ઝીંક કોની સામે ઝીલવાની છે.'

બાપુ વિશેના મારા પહેલા સ્મરણ સાથે જ સાબરમની જેલની યાદ પણ ગૂંથાયેલી છે સવારસાંજ ફરવા જવાનો બાપુનો

રિવાજ સાથે જનારને ખભે બાપુ હાથ મૂકે. જેમને ખભે હાથ મૂક્યા હોય તે 'બાપુની લાકડી' બને. આવી માનની લાકડીઓ લઈને ચાલવાથી બાપુને કાંઈ આરામ રહેતો કે કેમ એ તો એ જાણે. પણ 'લાકડીઓ' એનાથી જરૂર ગર્વ અનુભવતી. બાપુની પડખે થવા માટે એ લાકડીઓને કોઈ કોઈ વાર મેં અથડાતી પણ જોઈ છે.

નાના હોવાને લીધે લાકડી બનવામાં અમને પહેલી પસંદગી મળતી. રોજ સવારમાં જ બાપુના નિવાસસ્થાન, મગનકુટી કે હૃદયકુંજથી નીકળી સાબરમતી સેન્ટ્રલ જેલને દરવાજે હાથ દઈને પાછા આવવાનો રિવાજ હતો.

એમેય બાપુ અમારા લોકો કરતાં તો ઝડપથી જ ચાલતા. પણ જેલના દરવાજા પાસે પહોંચવા આવે અને કોઈની સાથે ગંભીર વાતો ન ચાલતી હોય તો, એ છેવટના પચાસેક ગજ તો બાપુ દોડી જ કાઢતા! કોઈ વાર બાપુના હાથ અમારા ખભા પરથી છોડાવી અમે દોડીને આગળ પહોંચી જતા. જેલ સુધી પહોંચતાં ગતિને તીવ્ર કરવામાં કાંઈ ઓર મોજ આવતી. તો કોઈ વાર અમે તેમ કરીએ તે પહેલાં જ બાપુ અમારા ખભા ઉપર પોતાનો બધો ભાર મૂકી પગ ઊંચકી લેતા ને કહેતા— 'કેમ ભાઈ! હવે દોડો જોઈએ!' દરેક નમીજનની પેઠે બાપુને પણ પોતાના પ્રેમપાત્રને હુલામણાં નામ આપવાં અને તેને થોડે થોડે દિવસે બદલતા રમતા. એ મુજબ મને મળેલાં નામોમાં પૈકી એક હતું — 'ગોરિયા'. એ શબ્દમાં થોડો વિનોદ જરૂર છુપાયેલો હતો. પણ 'ગોરિયા' કહેવાથી આજકાલ સામાન્યપણે જે જે કલ્પનાઓ આવે છે, તેની કોઈ કલ્પના તે વખતે મારા મનમાં જાગતી નહિ.

ફરીને પાછા આવતાં સામાન્ય રીતે કોઈ આશ્રમવાસી બીમાર હોય તો તેને મળવા જવાનું થતું. બાપુની રોજની જે વખતની મુલાકાતને લીધે કેટલાક આશ્રમવાસીઓને પોતાની માંદગી પણ એક લહાવા જેવી લાગતી હશે ! આમ બીમારોને મળવા જવામાં સહેજે બાપુની આશ્રમ-પરિક્રમા થઈ જતી.

તે કાળનો સત્યાગ્રહ આશ્રમ આજના હરિજન આશ્રમ કરતાં સાવ જુદો લાગતો—દેખાવમાં અને વાતાવરણમાં પણ. દેખાવમાં એ આજકાલ કરતાં ઘણો વધારે નાનો અને અરણ્યસમ હતો; વાતાવરણમા એ ઘણો વધારે સ્વચ્છ અને શાંત હતો. મગનકુટી અને હૃદયકુંજની વચ્ચે આજની માફક ઉપાસના ભૂમિ તો હતી, પણ ઉપાસના ભૂમિ અને મગનકુટીની વચ્ચે નદીનો પાકો ઘાટ નહોતો. ત્યા હતી દત્તાત્રેયની નાનકડી દેરી, જે આજે પણ ત્યાં છે. પણ એનુ મહત્ત્વ ઘટી ગયું છે. તે વખતે ત્યા વરસે એક વાર, બનતા સુધી ગુરુપૂર્ણિમાને દિવસે મોડી રાત સુધી પંડિત ખરેની આગેવાની હેઠળ સંગીત સંકીર્તનનો જલસો જામતો. ઉપાસના ભૂમિ ઉપર આજે એક જ લીમડાનુ ઝાડ છે, ત્યારે ત્રણ હતા. ઉત્તર તરફના ઝાડ નીચે પ્રાર્થના વખતે બાપુ બેસતા. બીજું ઝાડ પૂર્વ તરફ સાવ નદીને કાઠે હતુ સાધુ સુરેન્દ્રજી જ્યારે નવા નવા આશ્રમમા આવ્યા ત્યારે તેમણે એ ઝાડ હેઠળ તરુતલવાસ કરેલો. આજે એ બને વૃક્ષો સાબરમતીના પૂરમા વિલીન થયા છે. નદીના ઘાટની પશ્ચિમે, જ્યા આજે ગાધી-સંગ્રહના આધુનિક છતા સાદી ઢબના મકાન છે, ત્યા ત્યારે ખેતર હતુ. આ ભાગનુ વાતાવરણ સાવ જુદું હતુ — વધુ ગ્રામીણ અને વધુ અકૃત્રિમ.

હૃદયકુંજની પાસેની દક્ષિણ દિશાની નદી માંહેની નાનકડી ખોલી પર બાપુને માદાના ખબર કાઢવા જવું નહોતું પડતું કારણ મીરાબહેન (મિસ સ્લેડ) ત્યાં રહેતાં ત્યાર એ તો અચૂક ફરવામાં સાથે હોય જ અને વિનોબા એ જ જગાએ હતા ત્યારે પણ નહોતું જવું પડતું કારણ વિનોબા દૂબળા પાતળા તો પહેલેથી હતા, પણ માદા ભાગ્યે જ પડતા

વિનોબાની ખોલીની પેલી બાજુએ 'નંદિની'માં બાપુને ઘણી વાર જવું પડતું ખરું એમાં સામાન્ય રીતે મહેમાનો રહેતા આ મહેમાનો પૈકી ઘણા અવારનવાર માદા પણ હોય કારણ સત્યાગ્રહ આશ્રમના પ્રયોગો આખા જીવનને આવરી લેનારા હતા તેથી તેમાં આરોગ્ય અંગેના પ્રયોગો આવી જ જાય મૂળે તો બાપુને જ ખોરાક અંગેના પ્રયોગો કરવાનો શોખ તેમાં જો આશ્રમ વાસીઓ પૈકી કોઈ પ્રયોગવીર નીકળી આવે તો પછી પૂછવું જ શું? રાંધ્યા વિનાનું અન્ન ખાવાના પ્રયોગો ચાલે, મગફળીનું દૂધ લેવાના પ્રયોગ ચાલે, કડવા લીમડાના પાન ખાવાના પ્રયોગ ચાલે, જુદી જુદી જાતના સ્નાન કરવાના પ્રયોગો, પેટ પર ને માથા પર માટીના પાટા મૂકવાના પ્રયોગો ચાલે અને ખૂબી એ કે દરેક દરેક પ્રયોગમાં બાપુ જ નિષ્ણાત સલાહકાર! ચિકિત્સામાં અનેક તત્ત્વો ઉપયોગી થતાં આશ્રમના જીવનમાં નિયમિતતા હતી અને સંયમ હતો હવા પાણી આરામ વગેરેમાં પ્રાકૃતિક સેવન હતું સામાન્ય રીતે ચાલતી ચિકિત્સાને છોડીને નવો પ્રયોગ કરવાની હોંશ હતી, અને કદાચ સૌથી વધારે અસરકારક ઔષધિ હતી બાપુની અંગત કાળજી, એમની નિષ્ઠા અને એમની વિનોદવૃત્તિ નંદિનીમાં દક્ષિણ ભાગતથી આવેલા

શ્રી મેથ્યુજી ઘણો વખત રહેલા. એમની ખબર કાઢવા જવાનું બાપુને અવારનવાર થતુ.

નંદિનીની પશ્ચિમે આજે જ્યાં કન્યા છાત્રાલય છે, ત્યાં તે કાળે ઉદ્યોગમંદિર હતુ. મુખ્ય ઉદ્યોગ વણાટનો. અમારા કાળમાં ત્યાં કાંતણ પીંજણ વધારે ચાલતું. કોઈ કોઈ વાર ત્યાં અમારા વર્ગો પણ ચાલતા.

આશ્રમની વચ્ચેથી આજે છે તે જ જગાએ સડક પણ જતી. પણ તે કાચી હતી અને બહુ ઓછી વપરાતી.

સડકની પેલી બાજુ હતું સોમનાથ છાત્રાલય. તેમાં છોકરીઓ રહેતી અને કેટલાક વર્ગો પણ ચાલતા. આટલી બધી છોકરીઓ શાના શિક્ષણ માટે આવતી અને કેટલો વખત રહેતી તે તો આજે મને યાદ નથી. પણ એટલું યાદ છે કે સોમનાથ છાત્રાલય હમેશાં ભર્યું ભાદર્યું રહેતું. અને માંદાની ખબર કાઢવા ત્યાં બાપુને પણ અવારનવાર જવાનું થતું.

સોમનાથ છાત્રાલયથી ઉત્તરે સડકની પશ્ચિમ બાજુએ આવેલી બે ચાલોને કાર્યકર્તા નિવાસ કે એવુ કાંઈ પ્રતિષ્ઠિત નામ હતું કે નહિ તે અત્યારે યાદ નથી. આશ્રમમા તેને આગલી ચાલ ને પાછલી ચાલ જ કહેતા. આ ચાલોમા બાપુના હાથપગ રહેતા એમ કહી શકાય. સ્વ. શ્રી કિશોરલાલ મશરૂવાળા એમા થોડો વખત હતા. સર્વશ્રી છગનલાલ ગાંધી, નરહરિ પરીખ, પંડિત ખરે, મથુરાદાસ આસર, તોતારામજી, છગનલાલ જોષી, ભગવાનજીભાઈ પંડયા, માધવલાલભાઈ અને બીજા અનેક કાર્યકર્તાઓ આ ચાલોમા રહેલા. અમે પણ ઘણાં વર્ષો સુધી આગલી ચાલમા જ હતા. આ ચાલમા રહેનારા કાર્યકર્તાઓ

પોતાના કુટુંબ સાથે રહેતા તેથી મારી ઉમ્મરના છોકરાઓ તો મને બધા ત્યાં જ રહેતા હોય એમ લાગતું બંને ચાલની વચ્ચે શ્રી નારણદાસ ગાંધીનું ઘર હતું

આગલી ચાલથી ઉત્તરે સડકની પશ્ચિમે ઇમામસાહેબનું ઘર, એની પાછળ જમના કુટી અને સૌથી પાછળ સાત ઓરડી જમના કુટીમાં વચ્ચે થોડો વખત સ્વ જમનાલાલ બજાજનું કુટુંબ રહેવા આવેલું

સડક પર, જેલ તરફ જતાં, પ્રાણજીવનદાસ મહેતાના પુત્ર શ્રી રતિલાલનો લાલ બંગલો અને જેલની જમીન પાસેના શ્રી ચુનાભાઈના મકાનને 'ધોળો બંગલો' કહેતા ઇમામસાહેબના ઘર અને પાછલી ચાલની વચ્ચે પાછળથી અમારે માટે એક ઘર બન્યું હતું, જેને આનંદનિવાસ કહેતા

આવો હતો સત્યાગ્રહ આશ્રમનો તે કાળનો (એટલે કે ૧૯૨૭થી ૧૯૩૦ સુધીનો) વિસ્તાર ત્યાંના એકએક સભ્ય સાથે બાપુનો વ્યક્તિગત સંબંધ હતો એમના ખાવાપીવા, રહેવા કરવા, અંગેના તમામ પ્રશ્નોમાં બાપુને ઊંડો રસ હતો એમની વ્યક્તિગત કે સામૂહિક સાધનાના દરેક અંગે અંગે બાપુની સીધી કે આડકતરી દોરવણી હતી

આમ એક રીતે જોઈએ તો બાપુ એક મોટા કુળના કુળપતિ હતા એ સંસ્થા પિતૃપ્રધાન સંસ્થા હતી પણ બાપુ વિશેની મારી પોતાની જે અંગત છાપ છે તે એનાથી સાવ જુદી જ છે અને મને ખાતરી છે કે આશ્રમમાં રહેનાર બીજા બાળકોની પણ એવી જ છાપ હશે

બાપુ આખા આશ્રમના 'બાપુ' હતા દેશના નેતા હતા

જનતાના 'મહાત્મા' હતા. પણ એ બધા કરતાં વધારે અમારા તો એ 'દોસ્ત' જ હતા. અમને કદી એ દોસ્ત કરતાં જુદા લાગ્યા જ નથી. ફરવા જતી વખતે અમારી સાથે ગેલ કરતા હોય કે વહેલી સવારે અમે કસરત શીખવા અખાડામાં ગયા હોઈએ ત્યારે આવીને અમારી કદર કરતા હોય, ગંભીર મુદ્રાએ પ્રાર્થનામાં બેઠા હોય, કે હૃદયકુંજમાં બેસીને કોઈ દેશનેતા સાથે ભારે મહત્ત્વની ચર્ચા કરતા હોય — અમને તો બાપુ અમારા દોસ્ત જ લાગતા.

આશ્રમના નિયમો હતા — હમેશાં સખત, ઘણી વાર કડક, કેટલીક વાર કઠોર. એ નિયમોને લીધે કેટલાક લોકોને આશ્રમ છોડવો પણ પડેલો. આ નિયમોનો વિચાર આપનાર બાપુ હતા. અને દરેક નિયમ અંગે બાપુનો નિર્ણય છેવટનો ગણાતો. છતાં પણ બાપુ અમને એ નિયમનિમંતા અધિનિયંતા રૂપે કદી દેખાતા નહિ. અમને તો અમારા પારસ્પરિક સંબંધમાં એક જ નિયમ દેખાતો — દોસ્તનો.

રસોડાનો જ દાખલો લઈએ. આશ્રમના લોકો બધા સામૂહિક રસોડે જ જમે એવો નિયમ હતો. મારા પિતાશ્રીએ એ નિયમનો વિરોધ કરેલો અને અમારે સારુ ઘરે અલગ રસોઈ કરવાની છૂટ મેળવેલી પણ છતાંયે મારી બાને મોટે રસોડે મદદ કરવા જવાનો નિયમ તો હતો જ. પણ હમણાં હું જે પ્રસંગ કહું છું તે અમારે સારુ અલગ રસોડે જમવાનો અપવાદ થયો તે પહેલાના કાળનો છે.

આશ્રમમા ઘંટનું આધિપત્ય કદાચ બાપુ પછી બીજે જ નંબરે આવે એવુ હશે. સવારે ઊઠવાથી માંડીને રાતે સૂવા

સુધીની દરેક ક્રિયા સારુ ઘંટ વાગતા. એક જમાનામાં તો અમે ગણેલું કે આખા દિવસ દરમિયાન છપ્પન વાર ઘંટ વાગતા! એમાંથી ત્રણ ઘંટા દર ટંકે જમતી વખતે વાગતા. જમણનો વખત થાય ત્યારે પહેલો ઘંટ વાગે—અથવા કદાચ એમ કહું તો વધુ યોગ્ય કહેવાય કે જમવાનો ઘંટ વાગે ત્યારે જમવાનો વખત થાય; બીજો ઘંટ વાગે ત્યારે રસોડાના બારણાં બંધ થઈ જાય; અને ત્રીજો ઘંટ વાગે ત્યારે મંત્ર બોલાય. રસોડાના ભોજનગૃહ સુધી પહોંચવા સારુ એક દાદર હતો. એક વાર હું જમવા જતો હતો ને મારે મોડું થઈ ગયું. દાદરા પર ચડતો હતો ત્યાં બીજો ઘંટ વાગ્યો. બારણું બંધ થઈ ગયું! હવે કયા બાળકે કયે ઠેકાણે ભોજન અંગેના નિયમો પાળ્યા છે? પણ અહીં તો મારી અને ભાણાની વચ્ચે બંધ બારણું હતું. મેં કલ્પના કરવા માંડી: બારણાંની પેલી બાજુ ચાર હારમાં લોકો ગોઠવાઈ ગયા હશે. થાળીઓમાં ખીચડી, શાક, દૂધ ને ડબલરોટી પીરસાતાં હશે. મારી બા અંદર રસોડામાં કામ કરતી કરતી પણ મારા ન આવવા અંગે ચિંતા કરતી હશે; અને બારણાંની પાસે જ બેઠેલા બાપુ આસપાસ નજર કરીને સૌ સામે સ્મિત વેરતા હશે.

કોઈએ વિચાર સુઝાડ્યો કે મને પોતાને સૂઝ્યો તેનું આજે મને સ્મરણ નથી. પણ અચાનક બારણાં પાસે ઊભા રહી મેં ગાવા માંડ્યું:

'મંગળ મંદિર ખોલો,
દયામય! મંગળ મંદિર ખોલો!'

સ્વ. નરસિંહરાવે પોતાના સંતાનના પુણ્ય સ્મરણમાં આ

પવિત્ર ગીત બનાવ્યું ત્યારે એમને ખ્યાલ હશે કે એ ગીતની લીટીઓનો આવો ઉપયોગ થશે?

ભોજનખંડમાં શાંતિ હતી. એટલે મારા કાલા સૂર અંદર સુધી પહોંચી ગયા. સાંભળીને બાપુ હસી પડ્યા. ને રસોડાનાં બંધ બારણાં બાળલા માટે ખૂલી ગયાં! ◉

## ૨. પરોઢનાં કિરણો

સાબરમતીના સત્યાગ્રહ આશ્રમનું નામ બદલીને બાપુએ વચ્ચે 'ઉદ્યોગમંદિર' રાખેલું. 'સત્યાગ્રહ આશ્રમ' નામ કદાચ ભારે-ખમ લાગ્યું હશે. એના કરતાં 'ઉદ્યોગમંદિર' થોડી ઓછી મહત્ત્વાકાંક્ષાવાળું અને વધુ વાસ્તવિક નામ કહેવાય. જોકે સંસ્કૃત ભાષાની અને બાપુની પસંદગીની ખૂબી એ હતી કે આશ્રમ શબ્દમાં પણ શ્રમ શબ્દ હતો અને મંદિરને આગળું રાખીએ તોપણ ઉદ્યોગમાં યોગ શબ્દ આવતો જ હતો.

આશ્રમના માત્ર એક ભાગનું મૂળ નામ કાયમ હતું: પ્રાર્થનાની જગા. જેને આજકાલ ઉપાસના ભૂમિ કહેવામાં આવે છે એ સ્થાનને સત્યાગ્રહ આશ્રમથી ઓછી સંજ્ઞા બાપુ આપી ન શક્યા.

શી રીતે આપી શકે? સત્યાગ્રહનો વિચાર જ પ્રાર્થનાની ભૂમિકામાંથી જન્મ્યો હતો. એ સ્થાન પર બાપુનું સત્યાગ્રહી જીવન સોળે કળાએ પ્રગટ થતું. પ્રાર્થનામાં જ્યારે માત્ર આશ્રમવાસીઓ જ હોય ત્યારે તેમના એકેએક પ્રશ્ન લઈને

બાપુ એક સત્યાગ્રહી તરીકેનો વહેવાર કેવો હોવો જોઈએ તે અંગે માર્ગદર્શન આપતા એમને મન સત્યાગ્રહ એ માત્ર અંગ્રેજ સરકાર સામે લડવાનું એક શસ્ત્ર નહોતું સત્યાગ્રહ એ તો સત્યની શોધ કરનારની આખી જીવનપદ્ધતિ હતી તેથી જીવનના દરેક પાસાની ચકાસણી ઉપાસના ભૂમિ ઉપર સત્યાગ્રહની કસોટી ઉપર થતી કોઈને ઊઠવામાં મોડું કેમ થઈ જાય છે? કોઈને પ્રાર્થનામાં ઝોકું કેમ આવે છે? સ્વપ્નદોષનું કારણ શું? ક્રોધ દુસાધ્ય રોગ છે? ઘંટીની જરૂર આશ્રમવાસીને હોય ખરી? આહારની અસર મન પર કેટલે અંશે પડે? જેવા કેટકેટલાય વ્યક્તિગત પ્રશ્નોની છણાવટ બાપુ પ્રાર્થના પછી કરતા તો બીજી તરફ એ જ ભૂમિ ઉપરથી બાપુએ ગીતા ઉપર પ્રવચનો પણ આપેલા અને દાંડી કૂચ વખતે તો લોકોની ઠઠને સારુ આ ઉપાસના ભૂમિ સાવ નાની સાબિત થયેલી એટલે એને બદલે સાબરમતીના વિશાળ રેતીના તટનો ઉપયોગ કરવો પડેલો જડને પણ ડોલાવી દે એવા પંડિત ખરેના સંગીતનો સાગર ગંભીર અવાજ તે વખતની મેદની સારુ ઓછો પડ્યો

સ્થળ પણ કેવું રમણીય હતું! એક બાજુ હૃદયકુંજ, બીજી બાજુ દત્તનું મંદિર, ત્રીજી બાજુ સાબરમતી નદી—ઉનાળામાં અંતઃસ્રોતા ફલ્ગુ જેવી ને ચોમાસામાં ઘોડાપૂરથી ઘૂઘવતી, પણ બારે માસ એ ઉપાસના ભૂમિનું પાદપ્રક્ષાલન કરતી નિરંતર વહેતી સાબરમતી નદી

પણ એ પ્રાર્થનાભૂમિ સાથેના મારા બિલકુલ નાનપણના (૪ થી ૭ વરસ સુધીના) સ્મરણો શિયાળાના દિવસોમાં એ પ્રાર્થનાભૂમિ ઉપર કિલ્લોલ કરતા ચમેલા, લેલા ને લાબર, એ ગ જેટલા જ રમતિયાળ છે

બાપુ ઉત્તર તરફના ઝાડ નીચે બેસતા. બાપુની સામે એક તરફ બહેનો અને બીજી તરફ ભાઈઓ બેસતાં. મેં પ્રાર્થનામાં જવા માંડયું ત્યારથી જ મારું યોગ્ય સ્થાન ખોળી કાઢયું. ભાઈઓ કે બહેનોની હારમાં બેસવાને બદલે મેં બાપુના ખોળામા જ ગોઠવાવા માંડયું. આજે એ હકીકતનો વિચાર કરું છું ત્યારે સમજાય છે કે એ કેટલું મોટું ભાગ્ય હતું અને સાથેસાથે કેટલી જવાબદારી ભરેલું હતું! પણ તે વખતે ત્યાં જઈને બેસવાનું કારણ કદાચ એટલું જ હશે કે આખી પ્રાર્થનાનું, આખા આશ્રમનુ, તે વખતની અમારી આખી દુનિયાનું કેન્દ્ર સ્થાન બાપુનો ખોળો હતું.

થોડા દિવસ પછી મારો એક હરીફ જાગ્યો. ભાઈ પ્રબોધ ચોકસી આશ્રમમાં એના નાનાને ત્યાં થોડા દિવસ સારુ રહેવા આવ્યો ત્યારથી એ પણ બાપુના ખોળામાં બેસવા સારુ આવવા લાગ્યો ત્યાર સુધી હું જ સૌ બાળકોમાં નાનો હતો. પણ પ્રબોધ મારા કરતાયે નાનો હતો. એટલે એનો હક નાકબૂલ થાય એમ નહોતું. બાપુએ અમને બંનેને બે પગ પર સાથે બેસાડીને આ પ્રશ્ન ઉકલ્યો.

પણ થોડા દિવસ પછી બઢતી થઈ અને અમારે વ્યવસ્થિત રીતે સૌ સાથે પ્રાર્થનામા બેસવું એમ કહેવામા આવ્યુ. અમે બાળકો ઉભય જાતિનો લાભ લેતા. કોઈ વાર ભાઈઓની હારમા બેસીએ ત્યારે કોઈ એકાદ વિશિષ્ટ વ્યક્તિને ખોળી કાઢી અમે એના ચાળા પાડવામા અમારી સમગ્ર એકાગ્રતા સાધતા તો કોઈ વાર વળી બહેનોની હારમાં બેસીને ઈશ્વર સાથે મેળ કરતા બહેનોની, જોડે જોડે બેઠેલી બહેનોના ચોટલા હળવેકથી જોડી આપવામા અમે સાર્થકતા અનુભવતા.

કોઈ એકે વાત આશ્રમમા એવી હશે ખરી કે જે બાપુ પાસે ન પહોચી હોય? 'બાપુ, આજે અર્ધી પીસી ખજૂરની વધારે ખવાઈ ગઈ', 'ગરમ પાણીએ નાહવુ સારુ કે ઠડા પાણીએ?' વગેરે વગેરે અનેક વાતોના નિર્ણાયક બાપુ જ થતા તેમા વળી આ તો ગન ખાવા લાયક તોફાન થયુ ગણાય એટલે એને બાપુ પાસે પહોચતા વાર કેટલી લાગે? 'બાપુ, આ બાબલો, ધીરુ અને ધર્મકુમાર અમને પ્રાર્થના વખતે પજવે છે'

અમને થયુ કે હવે કોર્ટ બેસવાની ને વકીલ સાક્ષીઓની જરૂર પડશે—કે પછી અસહકારીઓની જેમ સીધેસીધો ગુનો જ કબૂલ કરી દઈએ?

પણ અમારે આ અગે ઝાઝુ માથુ પકવવુ પડ્યુ નહિ બાપુએ અમને પૂછપરછ કર્યા વિના જ કહી દીધુ, 'આપણી પ્રાર્થનામા એ છોકરાઓને રસ શી રીતે પડે? એમને સારુ અલગ પ્રાર્થના ગોઠવો'

ભાવતુ હતુ ને વૈદે કીધુ સાચ્ચુ કહું? અમારી પ્રાર્થનામા શુ થતુ હતુ તેની બીજી એકે વિગત આજે લગીરે યાદ નથી યાદ માત્ર એટલુ છે કે એ પ્રાર્થનામા છેવટના ભાગમા રામાયણની વાર્તા થતી અને એમાય—રામજીની સાખે કહુ તો—કિષ્કિધા કાડ અને લકા કાડ સિવાય બીજા એકે ભાગની સ્મૃતિ આજે તાજી નથી ગતે પ્રાર્થનામા જે સાભળતા કે બોલતા તેની અસર મોટેરા કરતા અમારા રાજરોજના જીવન ઉપર ઝડપી અને ઊડી થતી મારી બાની જવાબદારી ત્યારે આશ્રમનો કોઠાર સભાળવાની હતી તે પહેલા ભાઈઓ કોઠાર સભાળતા ત્યારે હમેશા એમા કાઈક ને કાઈક હિસાબની ભૂલ આવતી પણ

જ્યારથી બહેનોએ જવાબદારી સભાળી ત્યારથી હિસાબ બરાબર રહેતો એનો બાને મન ગર્વભર્યો આનદ હતો પણ એમા મામ વધારે રહેતુ એક દિવસ બા કોઠારમાથી મોડીમોડી થોડીપાકી આવી ત્યાર તેણે આનદ નિવાસના ફાટક ઉપર બાબતાભાઈને ડામરથી હાથમો બગમર કાળા મેશ રગીને ઉઘાતા દરખાતા ગોઠવાયેના જોયા

'અરે મરી જ્યા! આ તે શુ કીધુ?' બાએ અકળાઈને પૂછ્યુ

'અનેક ચીંથરા સાધીને નકાપતિ ગવણના સિંહાસન જેવડી લાબી બનાવેની લગોટી તરફ આગળા ચીંધી મે ઘોષશુ મરી મારુતિ બન્યો છુ, મારુતિ!'

*એમ તો અમારુ ગમતિયાળપણુ બાપુને ગમતુ ન કે મોકા મો ત્યારે બાપુ અમારી સાથે થોડુ ઘણુ ગમી પણ લેતા પણ કોઈ કોઈ વાર અમારી ઉપર એ બીજી શિક્ષણપદ્ધતિ પણ અજમાવતા અને મોટે ભાગે તેમા સફળ પણ થતા મનાર મોકા ઊભનારને સનારનો ઊભવાનો ઘટ વગ વાની જના કારી સાપાની એ તો બાપુનો જાણીતો ખમિયો થઈ ગયો હતો એમ અમને હ કને કાઈ ને માઈક જવા ફાગીતુ મામ સોપીને અમ ગ ઉ સાહ તે ફાનને નાવકાઈ તરફ લાવવાનો પ્રયત્ન થતો

સ્વાભાવિક રીતે જ બાપુનો આશ્રમ જોગલે એને જોના આવનારઓનો તોટો ન હોય આ લોકોને જોઈને અમને ઘણી વાર અકળાયાળા મરવાન મન થતુ અભાગમાના એક જણે તો એક વાર આશ્રમના વ્યવસ્થાપક શ્રી નારણદાસભાઈનુ ઘર ગોધવા આવનારને પાયખાનાની વાટ ચીંધી દીધી હતી! કદાચ

આવા જ કોઈ કારણસર હશે, પણ મને એક વાર એક અમેરિકન મહિલાને આશ્રમ બતાવવાનુ કામ સોપવામા આવ્યુ એક વાર જવાબદારી સોપાઈ એટલે પછી એ કામમા મીનમેખ નહિ. મે ફેરફેર ફેરીને બાઈને બધુ બતાવ્યુ અને એની સાથે આવેલા કોઈ દુભાષિયાની મદદ વડે એને આશ્રમના કામકાજ અગે મારી સમજ મુજબ માહિતી પણ આપી એક ઓરડામા એક ઘટી પડેલી જોઈને એ બાઈને ભારે નવાઈ લાગી આ બાઈએ કદી ઘટી નહોતી જોઈ. એ જોઈને મને એનાથી વધુ નવાઈ લાગી પછી મે ઘટી ચલાવીને એને પદાર્થપાઠ આપ્યો એ તો ઘેલી ઘેલી થઈ ગઈ એણે તરત મારો ફોટો પાડી લીધો. ત્યાથી આગળ વધ્યા ત્યારે એણે મને બે આનાના પૈસા આપવા માડયા. મે એ પૈસા લેવાની ના પાડી પેલી બાઈએ ઘણો આગ્રહ કર્યો, પણ હું એકનો બે ન થયો. છેવટે એના દુભાષિયાએ મને સમજાવતા કહ્યુ, 'એ તો તને ખુશી થઈને આપે છે માટે લેવાય'

મે દુભાષિયાને કહ્યુ, 'ના, હુ કાઈ પૈસા ખાતર તેમને ફેરવતો નથી મને આ કામ બાપુ તરફથી સોપવામા આવ્યુ છે તેથી ફેરવુ છુ તમારે પૈસા અપાવવા હોય તો આશ્રમના વ્યવસ્થાપકને આપજો મારે એ ન ખપે'

સમાજશાસ્ત્રના આ પાઠ સારુ મને કયારેય કોઈએ ઉપદેશ આપ્યો હોય એવુ યાદ નથી આ પાઠ તો એક મહેમાનને દેખાડવાની જવાબદારી સોપીને મારે અગે દેખાડેલા વિશ્વાસે આપ્યો હતો

પણ હુ એવો દાવો ન કરી શકુ કે લાચ રુશવતના કોઈ પણ પ્રકારથી હુ ખરડાયેલો નહોતો!

સત્યાગ્રહ આશ્રમમાં સરકાર તરફથી સી. આઈ. ડી.ના માણસો હમેશાં આંટાફેરા કરતા. એમાં એક ઇસ્માઈલભાઈ કરીને હતા. શરીરે ભારેખમ, વર્ણે શ્યામ, માથે ફૂમતાવાળી ટોપી. અમને છોકરાંઓને એ બહુ ગમતા. અમારી ઉપર એ લાંચનો મફળ પ્રયોગ કરતા—જોકે એ માત્ર લાંચ જ આપતા કે સાથે સાથે અમારી ઉપર એ વહાલ પણ કરી લેતા એ ચોક્કસપણે કહી શકતો નથી. ઇસ્માઈલભાઈ આવે ત્યારે અમારે સારુ હમેશાં પીપરમીટની ટીકડી લઈ આવતા; અને હમેશાં એના બદલામાં અમારી પાસે એક જ માહિતી મેળવવા ઇચ્છતા—'આજકાલ ગાંધીજી શું કરે છે એ મને નહિ કહે?'

ટીકડીથી ગળ્યું મોઢું કરીને અમને એમને સારુ થોડા સમાચાર સેરવી દેવામાં સંકોચ નહોતો થતો.

'આજકાલ બાપુ કડવા લીમડાના પાનની ચટણી બનાવવાનો પ્રયોગ કરે છે!'

અને એ ભલો માણસ ખૂબ કાળજીપૂર્વક પોતાની નોંધપોથીમાં એ વાતની નોંધ કરી લેતો! સત્યના પ્રયોગ તરીકે ગાંધીજીને એક તરફ સમાજજીવનના કોઈ જટિલ પ્રશ્નને ઉકેલવા જેટલો જ રસ કરવા લીમડાની ચટણી બનાવવામાં પડતો, તો બીજી તરફ બ્રિટિશ સરકારના એ પ્રતિનિધિ બાપડાને મન કોઈ ગુપ્ત ખજાના રિપોર્ટ જેટલું જ અગત્ય આ ગુપ્ત રસાયનના અનુપાનની નોંધ કરવામાં લાગતું. કોણ જાણે કયે દિવસે ગાંધીજીનો કયો પ્રયોગ સલ્તનતને હચમચાવનારો નીવડી જાય! કોને ખબર હતી કે ચપટીભર મીઠું પકવવાથી જ દિલ્હીનું સિંહાસન ડોલી શકે છે!

અત્યારે જે પ્રસંગો વર્ણવી રહ્યો છું તે દાંડીકૂચ પહેલાંના દિવસોના છે. ત્યારે મારી ઉંમર તો હની માંડ ૭ વરસની. પણ આશ્રમના વાતાવરણમાં જ તે વખતે એક પ્રકારની રાજનૈતિક જાગૃતિ હતી, કે જેને લીધે બાળકો અમજે એના કરતાં વહેલાં જેલ, પોલીસ, છૂપીપોલીસ, ન્યાયાલય વગેરેનો અર્થ અમે સમજતાં થઈ ગયાં હતાં. સી. આઈ. ડી.ની અવરજવર અંગે તો આશ્રમના કોઈ મોટા છોકરાએ અમને ચેતવી પણ રાખેલા કે આ લોકોને ખબરદાર જો કાંઈ બાતમી આપી છે તો! કેટલાક લોકો વળી અમારી આગળ એવી પણ વાતો કરતા કે જેથી અમારા માનસ પર એવી છાપ પડે કે અંગ્રેજો અમારા દુશ્મન હતા. આશ્રમમાં કાને પડતા ગીતોમાં

> 'મારો નહિ, મરતા શીખો રે
> એવો ગાંધીજીનો મંત્ર;
> મંદિર ગણો તમે જેલને
> તમે થશો સ્વતંત્ર'

જેવી કડીઓની સાથેસાથે —

> 'તકલી નથી પણ તીર છે,
> છાતી વીંધે સરકારની;
> બોલો બિરાદર જોરથી
> ઇન્કિલાબ ઝિંદાબાદ!'

કે

> 'સાબ ટોપાવાળા,
> સાબ ટોપાવાળા,
> મારા મુલકમાં ક્યાંથી આવ્યો?'

જોવાં ગીતો પણ ચમકી જતાં. ત્યાં એકંદરે જોતાં મારા મન પર જે છાપ પડી હતી તેમાં સરકાર નામની કોઈ અવ્યક્ત શક્તિની વિરુદ્ધ કદાચ થોડોઘણો ગુસ્સો હશે ખરો, પણ એ સરકારના કાળા કે ગોરા, નાના કે મોટા કોઈપણ પ્રતિનિધિ વિશે દ્વેષ નહોતો, બલ્કે ઇસ્માઈલભાઈની માફક બીજા પણ જે જે લોકો અમારા પરિચયમાં આવતા તેમની સાથે અમારી એક પ્રકારની ગોઠ જ થઈ જતી. એમાં અમારો બાલ સ્વભાવ જેટલો કારણભૂત હતો તેટલી જ કે તેથી વધારે કારણભૂત હતી બાપુની લડાઈ કરવાની રીત.

એ લડાઈના એક અત્યંત ઉજ્જવળ પ્રકરણની મારા માનસ પર ઝાંખી ઝાંખી પણ જે છાપ પડી હતી તેની નોંધ પણ અહીં કરી લઉં.

લાહોરની કોંગ્રેસ પછી બાપુએ વાઈસરૉયને ૧૧ મુદ્દાવાળો પ્રખ્યાત પત્ર લખ્યો ત્યારથી આખા દેશમાં લડાઈનાં નગારાં તો વાગવા જ માંડયાં હતાં. આશ્રમમાં ગરમાગરમી પ્રવૃત્તિની અવર-જવર વધી ગઈ હતી. બાપુએ જ્યારે જાહેર કર્યું કે ૧૨મી માર્ચ ૧૯૩૦ને દિવસે કૂચ કરીને તેઓ દાંડી તરફ નીકળશે અને ત્યાં મીઠું પકવીને કાયદાનો ભંગ કરશે, ત્યારે એમનાં આ પગલા વિશે જાતજાતની અટકળો થતી હતી. ખુદ મોતીલાલ નેહરુએ આ પગલાના ડહાપણ વિશે શંકા પ્રગટ કરેલી. આશ્રમમાં એવી અટકળ હતી કે એ દિવસ પહેલાં કદાચ બાપુને પકડી લેશે.

આગલા દિવસથી પ્રાર્થના નદીની રેત પર થવા માંડેલી. આ ગલી આખી રાત લોકોની ઠઠ જામતી રહી. સવારે આંગણી નીચે જુઓ તો મોટરોની ઠઠ જામેલી. એ કાળમાં અમદાવાદમાં

હશે તેમાની ભાગ્યે જ કોઈ બાકી રહી હશે ત્યા આવવાની. બાપુની સાથે કૂચ કોણ કરે તેને અગે આશ્રમમા પડાપડી હતી. ચૂંટાયેલા ૭૯ ઉગખાતા હતા અને બાકીના અમારોયે વારો આવશે એમ ધારીને બેઠા હતા. અમને બાળકોને આની કોઈ તક નહોતી. સવારે પ્રાર્થના સારુ પડિતજીને પ્રાર્થનાભૂમિ સુધી પહોચવા ના દીધા; રસ્તામા જ એમને ઘેરી લીવા. એટલે પડિતજીએ ધૂન ઉપાડી· 'રઘુપતિ રાઘવ રાજા રામ.' હુ ભૂલ ન કરતો હોઉં તો કદાચ આ કાળથી આ ધૂન ગાધી ધૂન તરીકે પ્રસિદ્ધ થઈ. પ્રાર્થનામા પડિતજીએ 'જાનકી નાથ સહાય કરે તબ કૌન બિગાડ કરે નર તેરો?' કારણ વૈષ્ણવજનનુ ગીત કૂચ વખતે ગવાતુ હતુ. ગાધીજી કૂચનો આરભ શી રીતે કરે છે એ જોવા લાખોની મેદની તલપી રહી હતી પણ બાપુ પ્રાર્થના પછી માદાને જોવા ગયા. ત્રણ બાળકો શીતળાને લીધે તે જ અરસામા મરી ચૂકયા હતા. તેમા એક પડિતજીનો વસત હતો ને છતા પડિતજી કૂચમા મોખરે હતા પ્રેમાબહેન દાડીકૂચનુ દશ્ય જોઈને ઘેલા ઘેલા થઈ ગયેલા. બાપુની છાતી પર ઓઢનાની શાલ પર તેમણે એક બિલ્લો ખોસ્યો અને પછી તેઓ બાપુને ભેટી પડયા. બનતા સુધી મણિબહેન પરીખે કકુના ચાલ્ના કર્યા સૂતરની આટીના હાર પહેરાવવામા આવ્યા અને વૈષ્ણવજનના ભજન અને રામધૂન સાથે બાપુ નીકળી પડયા એમની સાથે આખુ અમદાવાદ ઠેઠ અસલાલી સુધી ગયુ.

આશ્રમમા અમે બાળકો પાછળ રહી ગયા. બાપુના ગયા પછી, સવારે છએક વાગ્યે અમે લોકોએ ઝડાઓ વગેરે લઈને જેલ તરફ (એટલે કે દાડીકૂચની દિશાથી ઊલટી દિશા તરફ) કૂચ કરીને કૂચ કર્યાનો લહાવો લીધેલો!

## ૩. પૂરા પ્રેમીજન જોને

બાપુની લડાઈ કરવાની રીતનો મને નાનપણમાં જ જાતઅનુભવ થઈ ગયો. પ્રસંગ આવો હતો:

મુંબઈથી એક વાર શેઠ શાંતિકુમાર નરોત્તમ મોરારજીએ મારે માટે કોઈની સાથે થોડાં રમકડાં મોકલાવ્યાં. કાકા જ્યાં જતા ત્યાં એમને મિત્રો થઈ જ જતા. પણ એ પૈકી કેટલાકની મૈત્રી ઘનિષ્ઠ બની. જેમની સાથે કાકાને ઘનિષ્ઠ મૈત્રી હોય તે બધા સાથે અમારે પણ ઘર જેવો સંબંધ થઈ જાય. શાંતિકુમારભાઈને બાપુની જેમ કાકા જોડે પણ ઘનિષ્ઠ સંબંધ હતો. તેથી તેમણે આ રમકડાં મારે સારુ મોકલાવ્યાં. સાબરમતી આશ્રમમાં રમવાનું તો પુષ્કળ મળી રહેતું. પણ રમકડાં હમેશાં મળતાં નહોતાં. અમારે કમનસીબે શાંતિકુમારભાઈનાં મોકલાવેલાં રમકડાં વિદેશી હતાં, તેથી તે અમારા હાથમાં પહોંચે તે પહેલાં જ બાપુએ એનો કબજો લઈ લીધો. પોતાના ઓરડામાં એક અભરાઈ ઉપર તેમણે તે મુકાવી દીધાં. અમારી 'છૂપી પોલીસ' એ ખબર લાવી કે બાળક માટે મુંબઈથી રમકડાં આવ્યાં છે અને બાપુએ એને સંતાડી રાખ્યાં છે. અમારી તરફે આ હડહડતા અન્યાયનો

સામનો કરવા સારુ યુદ્ધની તૈયારીઓ શરૂ થઈ ગઈ! કોંગ્રેસયુગના પહેલા તબક્કાની માફક અમે લડાઈની શરૂઆત પ્રતિનિધિ મોકલીને કરવાનુ ઠરાવ્યુ. રમકડા મારે નામે આવ્યા હતા, એટલે અમારા બાળ પ્રતિનિધિમડળે મને જ પોતાનો પ્રવક્તા નીમ્યો.

તે વખતે બાપુ મગનકુટીમા રહેતા હતા મારા પિતાશ્રી, એમના નિયમ મુજબ, પડખે બેસીને કશુક લખતા હતા બીજા પણ કેટલાક અ તેવાસીઓ બાપુની આડખેપડખે હતા મોટીબા (કસ્તૂરબા) પણ ત્યા જ હતા અમારુ પ્રતિનિધિમડળ એ ઠેકાણે જઈ પહોચ્યુ

પહેલો વાર મે જ કર્યો: 'મારે સારુ મુબઈથી રમકડા આવ્યા છે, એ વાત સાચી છે?'

યુદ્ધના આરભ પહેલા જ પ્રતિપક્ષી પાસે સત્યની કબૂલાત કરાવી લેવી ઉપયોગી હોય છે!

બાપુ પણ તે વખતે કાઈક લખવામા મશગૂલ હતા. પણ એમણે લખવામાથી મો ઊચુ કરીને કહ્યુ, 'કોણ બાબલો? હા, રમકડા વિશે તે જે સાભળ્યુ છે તે હકીકત સાચી છે'

'બાપુ એ રમકડા ક્યા છે?' બીજા વારમા મુદ્દામાલની તપાસ હતી! અમારી પાસે માહિતી હતી કે બાપુએ રમકડા ક્યાક છુપાવી રાખ્યા હતા

'એ રહ્યા રમકડા, ઉપર અભરાઈએ' બાપુએ આગળી ચીંધી કહ્યુ. મુદ્દામાલ કાઈ છૂપો રાખવામા આવ્યો નહોતો ખાસ્સો કરડિયો ભરાય એટલા રમકડા હતા. જોઈને મોમા પાણી આવી જાય તેવા!

'એ રમકડાં અમને સોંપી દો.'

જ્યાં ન્યાય સાથે હોય ત્યાં આડી-અવળી વાત કરવાની જરૂર શી? સીધી ન્યાયની માગણી જ શા સારુ ન કરવી?

ને ત્યારે બાપુએ પોતાનો મુદ્દો સામે ધર્યો: 'તને ખબર તો છે ને, કે એ રમકડાં વિદેશી છે?'

સ્વદેશી આંદોલનની પીઠ જેવા આશ્રમમાં બાળકો વિદેશી રમકડાં શી રીતે રમે? બાપુનો એ મુદ્દો હતો. પણ એ મુદ્દો સમજવા અમે તૈયાર હોઈએ તો ને?

'વિદેશી સ્વદેશીની વાત હું કાંઈ ન જાણું. મને એટલી ખબર છે કે એ રમકડાં મારાં છે. મારે સારુ એ આવ્યાં છે; એટલે એ મને મળવાં જોઈએ.'

મેં મારો અધિકાર સામો ધર્યો. મને ખાતરી હતી કે મારા અધિકારનો બાપુ ઇન્કાર કરી શકશે નહિ.

પણ ત્યાં તો બાપુએ વાતને એવો વળાંક આપ્યો કે જેની મેં કલ્પના સુધ્ધાં પણ નહોતી કરી.

'વિદેશી રમકડાં વડે કાંઈ આપણાથી રમાય?'

'આપણે' શબ્દ ગુજરાતીનો આગવો જ છે. હિન્દીના 'હમ'માં હુંનું બહુવચન પણ આવે અને 'તું અને હું' પણ આવી જાય. પણ ગુજરાતીના 'આપણે' શબ્દમાં માત્ર હું ને તું જુગલજોડી સાથેસાથે જ આવે. 'હું'ના બહુવચન સારુ તો 'અમે' શબ્દ નોખો પડ્યો જ છે.

અને આ 'આપણે' શબ્દમાં ભારે ગજબનું બ્રહ્માસ્ત્ર હતું. એક જ વાક્યમાં એમણે એમની જાતને અને મને એક પક્ષમાં

મૂકી દીધા ક્યા ગઈ અમારી કમ્મરબધી ? ક્યાં ગયું અમારુ પ્રતિનિધિમડળ ? ક્યા ગઈ અમારી સામસામી વાગ્યુદ્ધ ખેલવાની તૈયારી ? જ્યા દુશ્મન પોતે જ મિત્રના પક્ષમા ભળી જાય, ત્યા યુદ્ધની તુલા જ ડગમગી જાય તો નવાઈ શી ?

રમવાનો અધિકાર જેમ હુ ગુમાવતો હતો, તેમ એ જ રમકડા વડે રમવાનો હક બાપુ પણ ગુમાવતા હતા ને ? તેથીસ્તો એ કહેતા હતા કે 'આપણાથી કાઈ રમાય ?'

અને એક વાર અધિકાર માત્ર પોતાનો જ નહિ પણ પ્રતિપક્ષીનો પણ છે, એ હકીકત સમજાઈ એટલે તરત અધિકારને ઠેકાણે કર્તવ્યનો ઉદય થાય છે

'વિદેશી ચીજો સામે તો આપણુ આદોલન ચાલે છે અને આપણે જ જો ઘરે વિદેશી રમકડાથી રમીએ '

બાપુને આગળ દલીલ કરવાની કે સમજાવવાની જરૂર જ નહોતી પ્રતિનિધિમડળના પ્રવક્તાને જ ઢીલો પડેલો જોઈને બાકીના સભ્યાએ ત્યાથી સરકવા માડયુ હતુ !

* * *

વિખ્યાત બાળમનોવૈજ્ઞાનિક નીલ કહે છે કે પ્રેમ કરવાની વ્યાખ્યા જ 'કોઈનો પક્ષ તાણવો' (taking sides) એવી કરી શકાય અને એ તદ્દન જાડી વ્યાખ્યા મુજબ પણ બાપુને અમે અમારા પ્રેમીજન તરીકે જોયા છે

સત્યાગ્રહ આશ્રમમા પણ શાળા હતી એ વાતનુ ભાન કે પ્રેમાબહેન કટક અમને ભણાવવા આવ્યા ત્યા સુધી અમને થયુ જ નહોતુ પણ પ્રેમાબહેન આવ્યા એટલે અમને શાળાની

અમે તે ટાંક પૂરના આશ્રમના ખેતરમાં જઈ ટમાટાં વગેરેનું સેવન કરી ફળાહારનો લાભ લેતા!

'ગોરવી માગવા'નો જ એક પ્રસંગ હતો. વરસાદ પડ્યો હતો. બધી ઋતુઓમાં વર્ષા એક એવી છે કે જે વાજતી ગાજતી આવીને પોતાની હસ્તી સિદ્ધ કરે છે. આશ્રમમાં ઠેર ઠેર નાના મોટા ખાબોચિયાં ભરાઈ ગયેલાં. ઘરથી એમ તો હું નીકળ્યો હતો વર્ગમાં જવા સારુ, પણ રસ્તામાં અરીઠાના ઝાડ નીચે એક ખાબોચિયું મળી ગયું. એ ખાબોચિયામાં મેં કેટલીક કીડીઓને ડૂબતી જોઈ. એટલે તો પછી મારો માહ્યલો દીનબંધુ જાગ્યો. મેં શાળામાં જવાને બદલે આ પીડાતી પિપીલિકાઓનો ઉદ્ધાર કરવાનો નિર્ધાર કર્યો. અરીઠીનું એક પાન લીધું અને એના વડે એક કીડીને ઉપાડીને કાંઠે મૂકી.

એક જ કીડી કેમ? એક સાથે બધી નહિ, પણ એક પછી એક બધી કીડીઓને બચાવવાની યોજના હતી. આ પદ્ધતિમાં ખાબોચિયામાં ડૂબતી કીડીઓની સાથે સાથે વર્ગના વાતાવરણમાં ડૂબતા બાળનાનો પણ ઉદ્ધાર હતો.

પણ એટલી સહેલાઈથી હાર કબૂલે તો પ્રેમાબહેન શાનાં? વર્ગમાં સો ટકા હાજરી રહે એવો એમનો આગ્રહ. એ આગ્રહ પૂરો કરવા એક વાર તેઓ આખા આશ્રમનો આંટો પણ મારી આવતાં. પિપીલિકોદ્ધારના પુણ્યકાર્યમાં હું એકાગ્ર હતો ત્યારે અરીઠાના ઝાડની પાછળથી આવીને એમણે મારો કાન પકડ્યો! અહીં ગજગ્રાહ પ્રસંગ ઘટ્યો નહિ. ભીની મીંદડીની માફક મેં પ્રેમાબહેનની સાથે ચાલવા માંડ્યું. અને એમને પણ કોણ જાણે કેમ મારા માન પ્રત્યે એટલો પ્રેમ જાગી ગયો કે વર્ગમાં પહોંચતા સુધી એમના હાથે મારા કાનને સત્સંગતિ આપી.

બાપુ ત્યારે આશ્રમમાં નહોતા. એટલે મેં એમને પત્ર લખ્યો. પત્ર લખ્યો નહિ, પણ લખાવ્યો. કારણ અમને લખતાં આવડ્યું એના કરતાં ઘણા વખત પહેલાંથી બાપુ સાથે અમારો પત્ર-વ્યવહાર ચાલતો. પંડિતજી (ખરે) અમારા સૌના વતી કાગળ લખી આપતા અને બાપુ અમને સૌને એના જવાબમાં પોતાને હાથે નાની ચબરખી ઉપર કાગળ લખતા. આ વ્યવસ્થા મુજબ મેં બાપુને કાગળ લખીને અરીસાના આડ હેઠળ બનેલા પ્રસંગ અંગે ફરિયાદ કરી. વળી મેં એમ પણ પૂછ્યું કે તમે તો અહિંસામાં માનો છો ને તમારા આશ્રમમાં આવી હિંસા શાને?

પ્રસંગના ઔચિત્ય અનૌચિત્ય વિશે કદાચ મતભેદ હોઈ શકે છે. આજે આ પ્રસંગ મને જે રીતે યાદ છે એના કરતાં પ્રેમાબહેનને જુદી જ રીતે યાદ હોય એમ પણ કદાચ બને. પણ એટલી વાત નક્કી હતી કે મોટા સાથેના અમારા ઝઘડામાં બાપુ અમારે પક્ષે હતા. થોડા દિવસ પછી પ્રેમાબહેન પર બાપુનો કાંઈ પત્ર આવ્યો. એમાં શું લખ્યું હતું તે મને ખબર નથી. પણ હું જાણું છું કે ત્યાર પછી એમનો તાડનનો પ્રયોગ સદંતર બંધ થઈ ગયો હતો.

આમ મારો પક્ષ તાણ્યો હોય એવા બાપુના બીજા પણ કેટલાક પ્રસંગો યાદ આવે છે. પણ તે યથાકાળે વર્ણવીશ. હમણાં તો પંડિતજી પાસે કાગળ લખાવતા તે જ કાળનો એક બીજો પ્રસંગ યાદ આવી ગયો તે નોંધી લઉં.

દર અઠવાડિયે અમે કાગળો લખાવતાં. એમાં સામાન્ય રીતે તો અમે બાપુને પ્રશ્નો પૂછતા. દર અઠવાડિયે એક વાર જ પુના જવાબ પણ આવે. એક એક અઠવાડિયે જેટલું પ્રશ્ન પૂછ્યો હોય

તે પોતાના પ્રશ્નના જવાબમા બાપુ શુ લખે છે એ જાણવા ઉત્સુક રહેતો વળી પ્રશ્નો પૂછવામા કોણ વધુ હોશિયાર છે, બાપુએ કોને કેવડો જવાબ આપ્યો એ પણ એક હોડનો વિષય બની રહેતો માણસના મનમાથી હરીફાઈ ન નીકળી હોય તો બાપુના આશ્રમમાથી એ કા નીકળે ?

એક અઠવાડિયે મે પ્રશ્ન લખાવ્યો 'બાપુજી, અમે આટલા બધા બાળકો તમને આટલા બધા પ્રશ્નો પૂછીએ છીએ અને તમે સાવ ટચૂકડા કાગળમા એનો જવાબ આપો છો આશ્રમમા અમે લોકો જે ગીતા ગોખીએ છીએ તેમા તો અર્જુન નાનો સરખો પ્રશ્ન પૂછે છે અને એના જવાબમા ભગવાન આખો અધ્યાય બોલી જાય છે તો તમે કેમ સાવ ટૂકા જવાબ લખો છો ?'

આ પ્રશ્નની મોટેરાઓએ પ્રશસા કરી, એટલે મે પણ ધાર્યું કે પ્રશ્ન જરૂર મહત્ત્વનો થઈ ગયો હતો એના જવાબની ઉત્સુકતાથી વાટ જોવાના માડી

નાનકડા પત્રોમા પણ બાપુ સબોધનો અગે તો કોઈ નવા પ્રેમિક જેવ્લો જ ઉમળકો દાખવતા અને એ રીતે કાઈ કેટલાયે સબોધનો મળેલા 'ચિ બાબલા'થી માડીને 'ચિ નારાયણ ગવ' સુધી! આ વખતે પણ કઈક આવુ જ સબોધન આવેલુ દુર્ભાગ્યે એ કાગળ તો આજે મારી પાસે સઘરાયો નથી પણ શ્રુતિ નથી તો સ્મૃતિની સાખ છે

બાપુએ લખેલુ 'તારો પ્રશ્ન સારો છે પણ એટલો ખ્યાલ કર કે શ્રીકૃષ્ણને તો એક જ અર્જુન હતો અને મારે તો તારા જેવા કઈ કેટલા અર્જુનો છે!'

●

## ૪. હર્ષશોકની વહેંચણી

જીવનનાં પહેલાં સાત આઠ વરસના પ્રસંગો માણસને કેટલા યાદ હોય? આંગળીને વેઢે ગણાય એટલા જ. પણ એ જ સાત આઠ વરસમાં એના બાકીના જીવનના ઘણાખરા સંસ્કારોની છાપ એના માનસપટ પર અંકિત થાય છે. આ વર્ષોની છાપ કૃષ્ણપક્ષની રાત જેવી હોય છે. એમાં કોઈ એક ચંદ્રની પ્રભા નથી હોતી, પણ લાખ લાખ તારલાઓની આભા બની ગઈ હોય છે. આપણી આંખમાં એ ગત નિહાળીને ચંદ્રનો ચમકાટ નથી ઊઠતો, પણ બધા તારાઓની મળીને પુરાયેલી એક રંગોળી હોય છે.

મારા જીવનનાં શરૂઆતનાં સાત આઠ વરસ (૧૯૨૪થી ૧૯૩૨)-માં મારા માનસ પર જે છાપ પડી છે, તે પણ આ કૃષ્ણપક્ષના નભોમંડળ જેવી જ છે. હા, એમાં કોઈ વાર બાપુ-બા જેવા સૂર્યચંદ્રની તેજસ્વિતા છે, કોઈ વાર મારા પિતાશ્રી કે નરહરિભાઈ જેવા ગુરુ શુક્રનો અલગ ચમકાટ પણ છે, પરંતુ એ બધાં કરતાં ઘણીયે વધારે છે એમાં અજાણ્યા તારા ને નિહારિકાઓની આકાશગંગાઓ જે બાપુના નભોમંડળમાં સદાય શોભતી. એમાં

કોઈ એક વિશેષ તારો પાત્ર નથી. પણ અગણિત તારાઓની એમાં ભાત પડેલી છે. અને જ્યારે એકબીજામાં ભળી ગયેલી એ રાતોના સાથિયાને જુદી જુદી હારમાં ગોઠવવા પ્રયત્ન કરું છું, ત્યારે એમા બે રંગો તરી આવે છે. માનવ માનસ સૃષ્ટિના બે સનાતન રંગો : એક આનંદોલ્લાસનો રંગ અને બીજો ઘેરા વિષાદનો. આ બંને છાપ છે—બાપુના આશ્રમમાં અનુભવેલા એકથી વધુ પ્રસંગોની મિશ્રિત છાપ. ઘણી વાર તો આ હર્ષ ને વિષાદની છાપ પણ ભળી ગયેલી લાગે છે, છતાં સગવડ ખાતર અહીં એને નોખી નોખી વર્ણવું છું.

હર્ષની છાપના પ્રતીક બને છે આશ્રમના ઉત્સવો; વિષાદની છાપના પ્રતીક બને છે તે કાળમા જોયેલા મરણના પ્રસંગો.

શૈશવ પોતે જ જીવનના દરેક દિવસમાં હર્ષનું કુમકુમ ઘોળે એમ છે. તેમાં અહીં તો કૂદીગંધ બાળદોનો કલબલ કરતો માળો, ને કલમલ કરતી સાબરમતી નદી, ને જીવનનો આનંદ લૂંટતા ને લૂંટાવતા કાકાસાહેબ જેવા આચાર્યો, ને સત્યાગ્રહના શુષ્ક વાતાવરણમા પણ 'ચિત્રાંગદા અને વિદાય અભિશાપ' ગુજરાતીમા ઉતારે તેવા રસિક વડીલોનો ખોળો, ને ભક્તિ અને સંગીત ભેગા મળીને અવતાર લીધો હોય તેવા પંડિતજી-(ખરે)ના સ્વરો ભળ્યા હતા. એટલે પછી પૂછવુ જ શું?

આશ્રમના ઉત્સવો યાદ કરવા બેસું છું તો આખો બાલ્યકાળ એક સળંગ ઉત્સવ બનીને આંખ આગળ ખડો થાય છે. પણ તેમાંય તરી આવે છે એક ગોકુળ આઠમ : જ્યારે આખું આશ્રમ ભેળું મળીને ભગવદ્‌ગીતાનું સહપારાયણ કરે છે, એટલું જ નહિ પણ અમારાથી પાંચ સાત વર્ષ મોટા છોકરાછોકરીઓની

ટોળી—રામભાઉ, મથુરી, કનુ, ઇન્દુ વગેરે મળીને એક સૂરમાં શંકરાચાર્ય રચિત ગોવિંદપંચકમ્‌ના સ્તોત્રો ગાઈને અમને આજી મૂકે છે, માથે લાલ રંગની પાઘડી અને ટૂંકી સફેદ ધોતી પહેરીને ઉઘાડે શરીરે અમે વાછરડી ચારવા નીકળી પડીએ છીએ અને પાછા આવતા દહીં માખણને બદલે અમારાં મોં ગૌશાળાના પેંડાથી ભરાયેલાં હોય છે!

અને સ્મૃતિપટ પર ગોકુળ આશ્રમની પડખોપડખ ખડી છે રામનવમી તુલસીકૃત રામાયણના સૂરોથી ગુંજતી એમાં પ્રમુખ પાત્ર છે પંડિત તોતારામજી, જેઓ ઉત્તર પ્રદેશની ખેતીનો વિકાસ ફીજી દ્વીપમાં કરી આવીને છેવટે સાબરમતી આશ્રમમાં આવીને ત્યાંની ખેતી સંભાળે છે. સામાન્ય દિવસોમાં એમની સાથેનો અમારો સંબંધ પ્રેમાબહેન ખાવાનું બંધ કરાવે ત્યારે એમના (એટલે કે આશ્રમના) ખેતરોમાંથી ટમાટાં, ગાજર કે મૂળા મોગરી તોડીને ખાવાનો અને ચોર ન ગણાવા ખાતર એમના મકાનની મોરીના ભૂંગળામાં મોં ઘાલી જોરથી 'તો તા' એમ બૂમ પાડી એમને સૂચના આપી અમારી ચોરીને ધાડનું રૂપ આપવાનો કોઈ કોઈ વાર એમના હાથમાં સપડાઈએ તો ઓરડીમાં પુરાવાનો અને એ જ ઓરડીમાં જો ટમાટાંનો ટોપલો ભૂલેચૂકે રહી ગયો હોય તો એની ઉપર મારો ચલાવવાનો અને તેની હાજત આવશ્યકતા કરતાં વહેલો પ્રગટ કરી એ ઓરડીમાંથી કઢાઈને બીજી ખાલી ઓરડીમાં પુરાવાનો અને તેમાંથી છેવટે ક્રંદનનો આશરો લઈ મુક્તિ મેળવવાનો હતો. પણ રામનવમીને દિવસે આશ્રમની એ પરમ મંગળ વિભૂતિની આધ્યાત્મિક ખેતીના ફળ અમે ચગરમાળે, વગર સમજ્યે ચાખતા જેની મીઠાશ પેલાં ટામેટાં ને ગાજર કરતાં ઘણી વધારે ઊંડી ને સ્થાયી હતી તે આજે

સમજાય છે. ને આવી જ એક ગમનવમીને દિવસે સૂત્રયજ્ઞ કરતાં (દરેક ઉત્સવને બાપુ સૂતરને તાતણે તો બાધવાના જ) ઘડી-ભરમાં જ વિનોબાની આંખમાથી ભક્તિઅશ્રુ ટપ ટપ ટપ ટપકવા માંડયા હતાં ને?

પણ આવા અનેક ધાર્મિક ને સામાજિક ઉત્સવોને બાજુમા મૂકી દે એવી રીતે સ્મૃતિપટ પર તાજી થાય છે રેંટિયાબારસ. બાપુના આશ્રમમા બાપુની જ વરસગાંઠની ઉજવણી? એ તે વળી કયાંનો શિષ્ટાચાર? પણ આ વરસગાંઠને બાપુએ પોતાની માની જ નહોતી. એ તો રેંટિયાની વરસગાઠ હતી. એટલે બાપુ પોતે પણ એમાં અમારા જેટલા જ ઉમંગથી ભળી જતા. એમને તે દિવસે લોકોથી બચવા કયાંક દૂર ભાગી જવુ પડતુ નહિ; અને નહોતુ થવુ પડતું એમને તે દિવસના નાટકના મુખ્ય પાત્ર એ દિવસે બાપુ એક સામાન્ય આશ્રમવાસી જ રહેતા. અમારી દોડની હરીફાઈમાં સમય નોધતા, અમાગથી મોટાની હુતુતુની રમતમા કયારેક ભળતા. સાબરમતી નદીમા અમારી સાથે તરતા (જો નદીમા તે વખતે પૂર ન હોય તો!). સાજે જમતી વખતે અમને પીરસતા અને રાતે નાટક વખતે મોટા ભાગના લોકોની જેમ એ પણ પ્રેક્ષક બની જતા. તે દિવસનુ મુખ્ય પાત્ર તે રેંટિયો જ. રેંટિયાબારસનો દિવસ એ ગાધીજયતીનો દિવસ છે એની ખબર તો બે ચાર રેંટિયાબારસ ઊજવ્યા પછી જ પડેલી!

આજે રેંટિયાબારસને દિવસે બાપુની ઝૂંપડી કે એમના નામનુ મંદિર બને છે. એમના ફોટાની વિવિધ જાતની પૂજા થાય છે, અને સૂતર કરતા ફૂલાનુ જ પ્રદર્શન વધુ થાય છે. પણ

ત્યાગની જે તસવીર મારી આંખ સામે છે એમાં ક્યાંય બાપુનો ફોટો હું ભાળતો નથી. અખંડ રેંટિયા ત્યારે પણ ચાલતા. એમાં જુદા જુદા પ્રકારના વિક્રમો તોડવામાં અમને બાળકોને અપૂર્વ આનંદ ને ઉત્સાહ આવતો. કોઈ એકીસાથે આઠ કલાક કાંતે. કોઈ બે મળીને ચોવીસેં કલાક કાઢી નાખે. રાતે પ્રાર્થના પછી પોતપોતાના કાંતેલા સૂતરના તાર નોંધાવવાની હોડ ચાલે. અને કાંતતાં કાંતતાં ચાલે અંતકડી શરૂઆત અચૂક 'રઘુપતિ રાઘવ રાજા રામ'ની ધૂનથી થાય. તે ટાણે 'ઈશ્વર અલ્લા તેરે નામ'નો સમાવેશ એ ધૂનમાં નહોતો થયો. એક કડી પૂરી થતા પહેલાં તો બીજી ઊપડી જ હોય. 'આશ્રમ ભજનાવલિ'નો ખજાનો તો અમારી પાસે હતો જ. વધુ હોશિયાર છોકરાઓને ગીતાના એવા બધા શ્લોકો યાદ રહેતા કે જેના છેલ્લા અક્ષર વડે સામેના પક્ષને કોઈ અઘરો અક્ષર આપી શકાય. શ્લોકોમાં શંકરાચાર્ય અને ભર્તૃહરિના શ્લોકો વિશેષ ચાલતા. એક મોટો ભંડાર હતો રામાયણના દોહાચોપાઈનો અને વળી આ બધાંમાં ભળી જતા સત્યાગ્રહની લડત સાથે કદમ મિલાવીને આગળ વધતા જતાં આંદોલન-ગીતો. એ ગીતોમાં —

यह सिर जावे तो जावे
पर आज़ादी घर आवे,
यह जान फ़ना हो जावे,
पर आज़ादी घर आवे।

ने

चलाओ लाठी, चलाओ डंडा,
बुहायेंगे हम अपना झंडा।

रक्त हमारा नही है ठढा,
वहिघ अग्नि तरग – हमारा गुरू हुआ है जग।

કે

અતૂટ એક કાચા સૂતરનો તાતણો,
દા ઉ ઓલી લોઢાની બેડીઓય તૂટે,
અતૂટ એક કાચા સૂતરનો તાતણો.

ની જેટલી જ મહત્તાથી જલિયાવાલા બાગનુ સ્મરણ કરાવનાર રતનમાનો ગરબો ગવાતો અને પોતે હિંસાનો પ્રયોગ ભલે કર્યો હોય, પણ તોયે આશ્રમના ગીતોમા ભગતસિંહનુ ગૌરવ જરાય ઓછુ નહોતુ.

આજે જ્યારે સિનેમાના ગીતો વિના અંતકડી રમી જ ન શકાય એવી મૂઝવણ અનુભવતા બાળકોને જોઉ છુ ત્યારે મને મારુ જ પોતાને વિશે અદેખાઈ આવે છે

આ ઉત્સવોમા આશ્રમના ભાઈઓ કરતા પણ આશ્રમની બહેનોનો હિસ્સો વધારે રહેતો એવી છાપ છે દરેક ઉત્સવમા એમની રાધવાની કળાને વધારે અવકાશ મળી જતો એમ ન કહી શકાય ગ્ટિયાબારસને દિવસે તો એકટાણુ થતુ (જોકે અમારા ઘરમા કાકા જરૂર મિષ્ટાન્ન કરાવતા 'આજને દિવસે તો આપણે સારુ સારુ ખાવાના ભાઈ, આપણને એવુ કઠોર જીવન ન ખપે') સાજે સોમનાથ છાત્રાલયના ચોગાનમા ભેળા મળી ખાવા બેસતા, ત્યારે પણ ફળાહાર જ મળતો. પણ એ ફળો, મગફળી ને ખજૂર પીરસવામા પણ આશ્રમની બહેનોનો ઉત્સાહ અનેરો વરતાઈ આવતો રાતના નાટકોમા છોકરાઓ જેટલી જ સખ્યા છોકરીઓની હોય, રાસમા બને ભેળા હોય પણ

ગરગા એમના આગળ હોય. પણ એના કરતાંય વધારે છાપ છે મારા મન પર મોટી બહેનોની ભક્તિની. ઉત્સવ સ્થાનના શણગારમાં ને દરેકેદરેક વિધિમાં એ પ્રગટ થતી. સવારથી જ લક્ષ્મીબહેન ખરેખરે ત્યાં પારિજાતકનાં ફૂલના ઢગલા ખડકાતા. અને પછી એમાથી હાર ગૂંથાતા. આશ્રમની બધી બહેનોમાં એક જણની મૂર્તિ આંખ આગળ ખાસ ખડી થાય છે. તે કાશીબહેન ગાંધીની. કાશીનુ નામ ઉચ્ચારણ કરતા એક સનાતની હિંદુના મનમાં જેટલી પવિત્ર ભાવનાઓ જાગે છે તેટલી જ પવિત્ર લાગણીઓ મને કાશીમાસીનુ સ્મરણ કરતાં થાય છે. અને બચપણમાં વાયવ્ય સરહદના પેર ફળ જેટલા સહજ માધુર્યથી ગવાનાર એમનાં ગીતના સૂર સાભરે છે:

ठुमुकि चलत रामचंद्र
बाजत पैंजनिया ।

મને ખાતરી છે કે એ ગીત ગાતી વખતે કાશીમાસી પાપા પગે ચાલતા ને ભૂમિ પર પટકાઈ પડતા ભગવાન રામચંદ્રની બાળ-મૂર્તિના દર્શન માનસમંદિરમા કરતા હશે, કારણ રામચંદ્રજીની સેનાના સૈનિકો જેવા અમે બાળકોએ પણ અમારી છાતીમા એમની પાસે કૌશલ્યાશુ હેત અનુભવ્યું છે.

કાશીમાસીની માફક જ બીજી યાદ છે મોટા ગંગાબહેન (વૈદ્ય)ની જેમની ચુનાની દવાઓ કરતાં એમની મીઠાશભરેલી વાણી જ અમારા મન પર વધુ અસર કરી જતી. એક દિવસે આશ્રમમા બંગાળના રેલ પીડિતોની મદદ સારુ બધાએ શ્રમ કરીને દાન કરેલું. હું સૌથી નાનો. મને કોણ કામ આપે? ત્યારે ગંગાબહેને પોતાની શીશીઓ ધોવાનું કામ આપી મને બે આના આપેલા.

મારા જીવનની એ પ્રથમ શ્રમ ઉપાર્જિત કમાણી હતી. તે પ્રસંગે બધાની માફક મેં પણ એમ જ માનેલું કે મારા કામ કરતાં ઘણી વધારે મજૂરી મને ગંગાબહેનના લાડને લીધે મળી હતી.

* * *

મૃત્યુ પ્રથમ મારી પાસે આવ્યું મારા લંગોટિયા દોસ્ત વસંત ખરેના મરણરૂપે. એના પિતા પંડિતજી નાનપણમા અમારા લહિયા હતા, તો વસંત અમારો પાઠક હતો. હતો તો એ મારાથી ફક્ત અગિયાર જ મહિને મોટો, પણ વાચવામા એણે ઘણી પ્રગતિ કરેલી. એટલે જ રોજ એ મને પાસે બેસાડીને 'ઈસપનીતિ'માથી વાર્તા વાચી સંભળાવતો. એટલામા એક વાર એને તાવ આવ્યો. તાવ તો ઘણાને આવતો ને તે વખતે પણ ઘણાને આવેલો. પણ બીજાને એ તાવમાથી માતા નીકળ્યા અને એના માતા બહાર નીકળ્યા વિના છાતીમા જ સમાઈ ગયા અને એ ભગવાનની છાતીમા સમાઈ ગયો અમે તો કાઈ સમજી પણ ન શક્યા પંડિતજીએ એમની વેદના પ્રાર્થનાના ભજનમા વહેવડાવી. આઈ (ગ સ્વ. લક્ષ્મીબહેન ખરે)ને એ કરવાનીયે છૂટ નહોતી, કારણ તે જ વખતે એમની દીકરી બહેન મથુરી પણ શીતળામા પટકાયેલી હતી અને અમે તો ભજન પણ ન ગાયા કે ન અમે રડ્યા પણ એ મૃત્યુ છાતીમા એવુ ઘૂસી ગયુ કે આજે પણ જ્યારે જ્યારે મૃત્યુ જોઉં છુ ત્યારે વસંત મારી સામે આવીને ઊભો થઈ જાય છે

એ વખતના શીતળાએ આશ્રમમા ત્રણ બાળકોનો ભોગ લીધો — પંડિતજીનો વસંત, મથુરાદાસભાઈનો મેઘજી અને ભગવાનજીભાઈની ગીતા પૂ ઇમામસાહેબનો ઇન્તેકાલ પણ આ

જ અમ્મામાં ક્યારેક થયેલો મગનલાલ ભાઈ અને રસિક ગાંધી એમનાથી વહેલા ગયેલા આવે પ્રસંગે પંડિતજી જૈન સંત આનંદઘનનું 'अब हम अमर भय, न मरेंग' એ ગીત ગાતા કે પછી 'મંગલ મંદિર ખોલો' પ્રાર્થના પછી બાપુ માઈક બોલતા પણ ખરા પરંતુ એ પ્રવચન કરતા ઘણું વધારે અગત્યનું હતું બાપુનું મરનારના સ્વજનોને ગોદમાં લઈ બેસવું મગનલાલ ભાઈ ગુજરી ગયેલા ત્યારે તો, બાળના સુધી, બાપુએ પોતાનું મૌન પણ તોડ્યું એ રીતે એમણે એક બીજી વાર પણ પોતાનું સાપ્તાહિક મૌન તોડેલું — પણ એ પ્રસંગ કાળક્રમ પ્રમાણે પાછળથી આવે છે એટલે પછી જ નોંધીશ

પણ બાપુ મરનારના સ્વજનને ગોદમાં લઈને જાણે એની તમામ વેદનાને પોતાની બનાવી દેતા જો બહારગામ હોય તો બાપુ તેમને ત્યાર એક કાગળ લખતા

અને બાપુ એકલા જ શા માટે? એમના આશ્રમમાં કોઈ એકનું દુઃખ એકલાનું રહેતું જ નહિ ઇમામસાહેબના ગયા પછી અમીનાબહેન મારી બાના વધારે લાગતા થઈ ગયેલા વસંતના ગયા પછી પંડિતજીના ખોળામાં ને મથુરી પાસે માથામાં તેલ ઘસાવતા વસંતનું સ્થાન મને મળ્યું એમ મને લાગેલ અરે! આશ્રમમાં મરેલા 'લંકાપતિ' કૂતરાનો શોક પણ અમારામાંથી કેટલાયને સરખો થયેલો

આશ્રમના ઉત્સવો અને આશ્રમના મરણ બીજી બધી રીતે તો બે છેવાડાના બે ધ્રુવ જેવા વેગળા હતા પણ એક બાબતમાં બેય સમાન હતા ત્યાં હર્ષ ને વિષાદ, સુખ ને દુઃખ બંનેની ધારા વચ્ચે વહેંચણી થતી

## ૫. સ્નેહ અને શિસ્ત

પિતાશ્રીને હું 'કાકા' કહેતો. હવે પછીના પ્રસંગોમા એમનો 'કાકા' તરીકે જ ઉલ્લેખ કરીશ. મારે સારુ એ જ નામ સ્વાભાવિક છે. નાનપણમાં શું બાપુ કે શું કાકા બંને અમારે સારુ મહેમાન જેવા જ હતા. સાબરમતીનો આશ્રમ એ એમનુ મુખ્ય મથક ખરું. પણ ત્યાં એ ટકીને રહેતા ક્યારે? જ્યારે એ જેલમાં ન હોય ત્યારે હોય રેલમા.

કાકા ઘેરે આવ્યા હોય. બા કાંઈ સારુ સારું રાંધવાની તજવીજમાં પડી હોય અને હું કાકાને પૂછુ: 'તમે પાછા ક્યારે જવાના?'

કાકા હસીને જવાબ આપતા: 'સરકાર જ્યારે મહેમાન બનાવીને લઈ જાય ત્યારે!' મારા શૈશવનો આખો કાળ અમારા વડીલોની જેલયાત્રાઓ અને બે જેલવાસની વચ્ચેના ટૂંકા અવકાશ-કાળ જેવો દેખાય છે ભારતની જનતાને સારુ પણ અહિંસક આંદોલનનો એ શૈશવકાળ જ હતો એની શિષ્ટ જનતાએ એ કાળ દરમિયાન પહેલી વાર જેલને મહેલ કરી જાણી હતી. એ સરકારી યજમાનગીરીની આશ્રમના બાળકોને મન નવાઈ નહોતી.

એક વાર તો કાકાને લેવા પોલીસની કાળી ગાડી આવી ત્યારે મેં કાકાને કહેલું 'તમે ટૂંકી સજા શું ભોગવો છો? આ વખતે લાંબી સજા ભોગવીને આવજો!' અને સાચે જ એ વખતે એમને લાંબી સજા થયેલી! અને પછીના સ્મરણો જેલની મુલાકાતોના. સફેદ ટૂંકી ચડ્ડી ને ટૂંકું પહેરણ અને ઉપર ભૂરી લીટીઓ. એમ તો કાકાને બધા વેશ શોભતા. પણ જેલના પોશાકમાં તેઓ વધુ સુકાયેલા લાગતા. બા સાથે કાંઈક ઘર અંગે વાતો થાય પણ હું તો એમને જેલની અંદરની દુનિયા વિશે જ અનેક પ્રશ્નો પૂછતો. જેલની બેરેકો, જેલનું ભોજન, જેલના કામકાજ, જેલના સહવાસીઓ બધાયની મળીને મારે માટે કોઈ અજાણ્યા પ્રદેશની વાર્તા બની રહેતી! રાષ્ટ્રીય આંદોલનોમાં જેલવાસે એક અનોખો ભાગ ભજવ્યો. એક તરફથી એણે પ્રજાજીવનમાંથી સરકાર વિરોધી બીકને સાવ ઉડાડી દીધી. બીજી તરફ સાચા સત્યાગ્રહીઓને સારુ જેલજીવને એક કષ્ટ સહેવાનો પ્રસંગ પૂરો પાડ્યો, તો ત્રીજી તરફ જેલજીવન એ અનેક સત્યાગ્રહીઓ સારુ સ્વાધ્યાય પ્રવચનો પૂરું પાડનાર એક વિદ્યાપીઠ બની ગયું. કાકાને બેળગાવ જેલને લીધે આ ત્રણે પ્રકારનો લાભ મળ્યો. એક તો દરેક જેલ વખતે અમારા કુટુંબજીવનને સ્પર્શ થતો. પણ આ વખતે થયેલા દંડને વસૂલ કરવા સરકારી માણસો અમારે મૂળ દીહેણ પહોંચી ગયા. ત્યાં દંડ ન ભરવા અંગે મારાં દાદીમા ઇચ્છાબહેને જે હિંમત દેખાડી અને સરકારી અમલદારોનાં અપમાન સહન કર્યાં તેનાથી એ સિદ્ધ થયું કે સત્યાગ્રહ આંદોલને ઠેઠ ઊંડાણના ગામડાની જનતાને પણ કેટલી નિર્ભય બનાવી હતી. બેળગાવ જેલમાં કાકાને કષ્ટ પણ ખૂબ સહેવું પડ્યું. મોટેભાગે કષ્ટ એકાંતવાસ અને અટૂલાપણાનું હતું. ઘણો વખત સુધી અમે કોઈ મુલાકાત સારુ

જઈ નહોતા શક્યા. પછી પત્રવહેવારની મનાઈ થઈ, કારણ ત્યાંના જેલર કે સુપરિન્ટેન્ડેન્ટ ગુજરાતી જાણતા નહોતા અને બાને કે મને અંગ્રેજી આવડતી નહોતી. ઘણા મહિના પછી અમે મુલાકાત સારુ પહોંચ્યા ત્યારે જોયું કે કાકાનો ચહેરો બદલાઈ ગયો હતો. એમના ટાલવાળા માથા પરના રહ્યાસહ્યા વાળ ધોળા થઈ ગયા હતા. ચહેરા ઉપર કરચલીઓ પડી ગઈ હતી એમના થોડા દાંત પડી ગયા હતા અને બધી રીતે ઘડપણના સ્પષ્ટ લક્ષણો દેખાઈ આવતા હતા જેલમાં કાકાને રાજનૈતિક કેદીઓથી અલગ રાખવામાં આવ્યા હતા. અને 'ક્રિમિનલ' કેદીઓમાં કોઈ એમની સાથે વાત કરી શકે એમ નહોતું (છતાં ભાષાજ્ઞાન વિના કેવળ કામથી પોતાનો પ્રેમ વ્યક્ત કરનાર એક કાનડી મુસલમાન કેદીના વખાણ કાકાએ એ ટૂંકી મુલાકાત દરમિયાન પણ કર્યાં હતા) આ જેલ દરમિયાન કાકાએ બાપુના 'અનાસક્તિયોગ'નું અંગ્રેજીમાં ભાષાંતર કર્યું અને ગીતા ઉપર પોતાનું ભાષ્ય પણ લખ્યું. એમની ડાયરીઓને બાદ કરતાં કાકાના આ પુસ્તકને કદાચ એમનો સર્વશ્રેષ્ઠ ગ્રંથ કહી શકાય જેલે એક તરફ કાકાને ઘડપણ આપ્યું તો બીજી તરફ તેમને ગીતા પણ આપી

* * *

સાબરમતી આશ્રમ બહાર કાકા અને બાપુ સાથે થોડો કાળ રહેવાનો પ્રસંગ મળ્યો પૂનામાં કાકા થોડા દિવસ સારુ મને સાથે લઈ ગયા હતા. એ જ અરસામાં બાપુએ એકવીસ દિવસના ઉપવાસ શરૂ કર્યા અને એ જ ટાણે હું મલેરિયા તાવથી પટકાયો. કાકાને માટે એ કસોટીનો કાળ હતો પોતે ગમે તેટલું કષ્ટ સહન કરી લેનાર કાકા મને કે બાને કાંઈક થાય

તો મૂંઝાઈ જાય. અને બાપુના ઉપવાસ તો એમના શરીરમાંનો નિચોવી જ નાખતા. છે ના કેટલાક ઉપવાસમાં તો ખાવાનું છોડીને બાપુનું જેટલું વજન ઘટ્યું હતું એટલું જ વજન મોટી બા (કસ્તૂરબા) અને કાકાનું ખાતાંપીતાં ઓછું થતું મેં જોયું છે. આમ બાપુના ઉપવાસ અને મારા તાવે કાકા ઉપર બેવડો બોજ નાખ્યો.

મારો તાવ સખત હતો. બે દિવસ સુધી તાવ ઊતર્યો નહિ. ત્રીજે દિવસે એ ૧૦૫° પરથી ૧૦૬° પર ચડ્યો. કાકા પોતાનું દફતર મારી પડખે લાવ્યા. દફતરમાં કામ એ વખતે મુખ્યત્વે પત્રવ્યવહારનું હતું. બાપુની તબિયતના સમાચાર દેશ અને દુનિયાને પૂરેપૂરા પહોંચાડવાના અને એમની ખબર કાઢવા આવતા દર્શનાર્થીઓને પ્રેમપૂર્વક વારવા એ જ મુખ્ય કામ હતું. એ પત્રવ્યવહાર કાકાએ મારા બિછાના પાસે બેસીને કરવા માંડ્યો. વચ્ચે વચ્ચે માથે પોતાં મૂકતા જાય અને થોડે થોડે વખતે બાપુ પાસે એકાદ આંટો મારી આવે. મારી બાથી છૂટા રહેવાનો મારે માટે આ પહેલો પ્રસંગ હતો, તેથી તાવમાં મારું એક જ રટણ ચાલતું — બાને બોલાવો, બાને બોલાવો. મારી તબિયતની ચિંતા બાપુને ન કરવી પડે એની ચિંતા કાકાના મનમાં ઝાઝેરી હતી. વળી પૂનામાં સેવાચાકરી કરનાર લોકોની કમી ક્યાં હતી કે બાને બોલાવવી પડે? ત્રીજે દિવસે તાવમાં લવરી શરૂ થઈ. શરીરનું ભાન નહોતું પણ બાના નામનો જપ ચાલુ હતો! કાકા મને હા પણ નહોતા પાડી શકતા અને ના પણ નહોતા પાડી શકતા.

એક વાર મારી પડખે મનુબહેન ગાંધી (હાલ મશરૂવાળા) આવીને બેઠાં. મેં પૂછ્યું, બા આવી ગઈ?

મહામહેનતે ખાળી રાખેલાં કાકાનાં આંસુ ખરી પડયાં. મનુગહેન તે જોઈ ગયાં. એમણે વાત મોટીબા(કસ્તુરબા)ને કહી. મોટીબાએ જઈને બાપુને કહી. બાપુએ કાકાને પોતાની પાસે બોલાવ્યા. કાકા ગયા ત્યારે તેમણે કહ્યું: 'મહાદેવ, એક તાર લખો.' કોઈ પણ તાર કરવાનો હોય તો તેઓ આમ જ કાકાને બોલાવીને લખાવતા. એટલે કાકા કલમ અને કાગળ લઈને હાજર થયા. પણ જ્યારે તાર બાને બોલાવવા સારુ થાય છે એમ ખબર પડી ત્યારે કાકાએ એનો વિરોધ કર્યો. 'શી જરૂર છે એને બોલાવવાની? અહીં તો બાળલાની દેખરેખ રાખનારાં ઘણાં છે. મનુ છે, બા છે, અને ડૉ. દિનશા તે રોજ બે વાર એને તપાસે જ છે. એનો તાવ તો મલેરિયા જ છે. દુર્ગાના આવતાં સુધીમા તો એ ઊતરી જશે. નાહક ખર્ચ —'

કાકાના વાકયને વચ્ચેથી કાપતા બાપુએ કહ્યુ: 'મે' તમને બોલાવ્યા'તા તાર લખાવવા સારુ. મારી જોડે ચર્ચા કરવા નથી બોલાવ્યા'

કાકા અને બાપુને મે ચર્ચા કરતા જોયા છે—એક એક શબ્દ ખાતર, એક એક વિરામચિહ્ન ખાતર રાષ્ટ્રના ભવિષ્ય અંગે લેવાનારી નીતિ અંગે, દર્શનશાસ્ત્રના કોઈક મુદ્દા અંગે, ઇતિહાસના અર્થ અંગે કોઈ કોઈ વાર આ ચર્ચા મૌખિક મટીને પત્રવ્યવહારમા પણ પરિણમી છે. અને એ પત્રવ્યવહાર દિવસોના દિવસો સુધી ચાલ્યો છે. પણ અત્યારે બાબલાની માંદગીના તાર અંગે મહાદેવને ચર્ચા કરવાનો અધિકાર નથી બાપુની આજ્ઞા છે અને એક વાર આજ્ઞા છે

એમ સમજ્યા પછી મહાદેવ પણ એને માથેજ ચડાવે છે, પછી એમા દલીલને કોઈ સ્થાન નથી તાર થયો ને બા આવી અને બા પહોચી તે પહેલા જ મારો તાવ પણ ઊતરી ગયો હતો અને કાકાનુ દફતર મારી પાસેથી ખસીને બાપુ પાસે પહોચી ગયુ હતુ આ પ્રસગની જાણુ બે ત્રણ દિવસ પછી કાકાએ મને કરી ત્યારે તેમના મુખ પર સ્મિત ખીલતુ હતુ ●

## ૬. ૧૯૩૦-૩૨ની તડકીછાંયડી

•

પીઠાનું પારખું જુઓ મારા ભાઈ'
ડાહ્યા નર ફરે દીવાના થઈ'

સાબરમતી જેલની પછવાડે સાબરમતી ગામના પીઠા સામે ઊભી રહીને આશ્રમની બહેનો સુરત જિલ્લાથી ગવાતું આવતું દારૂ વિરોધી ગીત ગાઈ રહી હતી. એ બહેનો શું કરે છે, અને એમનું શું થાય છે તે જોવા અમદાવાદ શહેરથી કેટલાક છાપાવાળાઓ સહિત લોકોની ઠઠ જામી રહી હતી. એમાની એક બહેનની આગળી પકડીને હુંય આ દૃશ્ય નિહાળી રહ્યો હતો અને એકાદ ગીતમાં મારા સૂર પુરાવી રહ્યો હતો.

દારૂએ ઊંધું માર્યું દારૂડિયા'
દારૂ તું છોડી દેને રે

સ્વાતંત્ર્ય સંગ્રામના ઇતિહાસનું એક નવતર પ્રકરણ મારા બાળ નયનો આગળ ભજવાઈ રહ્યું હતું.

લોકોના મનમાં શંકા હતી કે ગાંધીજીના આ નવીન કાર્યક્રમનું શું પરિણામ આવશે? મણિબહેન પરીખ જ્યારે 'પિકેટિંગ' કરવા ઊપડ્યાં ત્યારે અમદાવાદના એમના સગા-

સ્નેહીઓનાં મનમાં થોડી ધાસ્તી હતી કે દારૂડિયા લોકો ક્યાંક એમનું અપમાન કરી બેસશે. પણ બાપુએ આશ્રમની બહેનોમાં કંઈક ઓર ખમીર આણી દીધું હતું. સત્યાગ્રહ આંદોલનમાં દાંડીકૂચ પછીનું આ કદાચ સૌથી મોટું પગલું હતું. આંદોલનમાં સ્ત્રીઓનું ભળવું એ હિંદુસ્તાનના ઇતિહાસમાં એક નવી ભાત પાડનારી વસ્તુ હતી. દારૂબંધીનો કાર્યક્રમ સ્ત્રીઓ સારુ આગવો હતો. એણે આશ્રમની જ નહિ, પણ ગુજરાતની અને સમસ્ત ભારતવર્ષની બહેનોને દેશના સામાજિક જીવનમાં એક ગૌરવભર્યું સ્થાન અપાવ્યું.

આશ્રમ તે દિવસોમાં સદાય વાજતુંગાજતું હતું. દાંડીકૂચને પગલે પગલે નવા નવા સમાચારો આવી પહોંચતા. આ બાજુ કાકાની અમદાવાદની સભાઓમાં લાખોની મેદની જામતી. અને લાઉડસ્પીકરની મદદ વિના જ તેઓ બોલતા. સભામાં બોલવા કે સાંભળવા કરતા જોવાનું જ મહત્ત્વ વધારે હતું. અને જોવા કરતા પણ ઘડીભરમા એક ચપટી મીઠાની હરાજીમાં સેંકડો રૂપિયા આપીને સરકારની નારાજી વહોરી લેવાનું મહત્ત્વ વધારે હતુ.

આશ્રમના વયોવૃદ્ધ બહેન ગંગાબહેનની આગેવાની હેઠળ બહેનોની એક ટુકડીએ ખેડા જિલ્લામા હસ્તે મોએ લાઠીઓ ઝીલી. ગંગાબહેનની ખાદીની સફેદ સાડી એમના માથાના રક્ત વડે કેસરિયા બની. લીલાવતીબહેન આસરને એકવાર બોરસદના થાણામા ફોજદારે કે કોઈ બીજા અમલદારે બોલાવીને ગાળો ભાંડી. અને સામાન્ય રીતે એક ટાપો પણ ન સાંખી લે એવી મારી 'લીલાફોઈ'એ આ ગાળો હસતા હસતાં સાંખી લીધી. ભાગનોકરિયા સંગ્રામની નાયકાએ ધરાસણાના અગર પાસે આખો

દિવસ તડકામાં ઊભા રહીને પ્રાચીન તપસ્વિનીનું આધુનિક સ્વરૂપ પૂરું પાડયું. આ અને આવા અનેક પ્રસંગોએ ભારતનું નારીત્વ જાગી ઊઠયું. બાપુએ સત્યાગ્રહ આંદોલનમાં સ્ત્રીઓને ભેળવીને રાષ્ટ્રીય આંદોલનનું એક નવું જ પરિમાણ આપી દીધું.

ગેઝેરોજ સમરાંગણની વાતોથી સત્યાગ્રહ આશ્રમ ગાજી ઊઠતો. આશ્રમ એક છાવણીગો જ બની ગયો હતો. જેલમાંથી છૂટીને વચમાં થોડો વખત બાપુ આશ્રમમાં આવેલા. પોતાના યજ્ઞમાં તેઓ એક પછી એક આહુતિ આપ્યે જ જતા હતા.

એક દિવસ તેમણે આશ્રમની બહેનોની સભા બોલાવી. અમને બાળકોને એમાં જવા દેવામાં નહોતાં આવ્યાં. પણ સભાની વાતો અમારા કાન સુધી પહોંચ્યા વિના ન રહી. આ સભામાં બાપુએ આશ્રમની બાકી રહેલી બહેનો પાસે જેલ વહોરી લેવાની માગણી કરી. અને તેમાં અમારા જેવા બાળકોની માતાઓનો પણ સમાવેશ થતો હતો. બાપુની માગણી એટલે દેશની માગણી, અપમાનિત માનવજાતિની માગણી. એનો ઇન્કાર કરવાનો પ્રશ્ન જ નહોતો. પણ બા અને કાકા બન્ને જેલમાં જાય એવો મારે માટે પહેલો પ્રસંગ હતો. અને એ મૂંઝવણ મારી એકલાની જ નહિ, પણ બા કાકાની પણ હતી. મારી એ લોકો કંઈક વિશેષ ગોઠવણ કરી જવા માગતા હતા. આશ્રમના બાળકોને પોતાના હરિજન કન્યા છાત્રાલયમાં રાખવાની શ્રી અનસૂયાબહેન સારાભાઈએ ઓફર કરી હતી. પણ અમારું ભણતર કંઈક વ્યવસ્થિત થાય એ દૃષ્ટિએ શ્રી નરહરિભાઈ અને કાકાએ અમારા ત્રણ જણ (આનંદી, મોહન અને બાબલા)ની સ્વ. રામનારાયણ વિ. પાઠકને ત્યાં રહેવાની વ્યવસ્થા કરી હતી.

વધારે મગતરાંવાળી જગ્યા હોવા છતા અમે બીજા બાળકોથી અળગા રહેવા તૈયાર ન થયા એક રાત અમે રામનારાયણ કાકાને ત્યા રહ્યા પણ હુ એ આખી રાત રડ્યો બીજે દિવસે અમને બધા બાળકો સાથે અનસૂયાબહેનને ત્યા મૂકવામા આવ્યા અનસૂયાબહેન અને શંકરલાલભાઈના અપાર પ્રેમ છતા આ જગ્યામા અમારે ઠીક ઠીક અગવડ વેઠવી પડેલી

અને 'કાગડા કૂતરાને મોતે મરીશ, પણ સ્વરાજ ન આવે ત્યા સુધી આ આશ્રમમા પાછો પગ નહિ મૂકુ' એવી ભીષ્મપ્રતિજ્ઞા કરીને બાપુ પાછા જેલમા ચાલ્યા ગયા સરકાર કિસાનોની જમીન છીનવી લે તો આશ્રમ પોતાની સંપત્તિ શા સારુ રાખે? એ એમની દલીલ હતી એ મુજબ તેમણે સરકારને પત્ર લખીને આશ્રમ સ્વેચ્છાએ તેમને હવાલે કર્યો આશ્રમનુ પુસ્તકાલય જેમા બાપુની દક્ષિણ આફ્રિકાથી આણેલી ચોપડીઓ અને કાકાની પણ ચોપડીઓ હતી, જેની પુસ્તકસંખ્યા આશરે દસેક હજાર હશે, તે અમદાવાદ મ્યુનિસિપાલિટીને સોંપી દીધુ મોટાભાગના આશ્રમવાસી ભાઈબહેનો જેલમા ગયા બીજા પોતપોતાના પ્રાન્તોમા કામ અર્થે ગયા એ વખતે આશ્રમની હાલત કુંજવિહારી વિનાના વ્રજ જેવી થઈ આશ્રમની ગાયોએ એ ઘટનાની સાક્ષી જ પૂરી આશ્રમથી દૂર પાંજરાપોળ લઈ જવામા આવવા છતા પણ એ ગાયો 'હમ્મા હમ્મા' કરતી આશ્રમની ભૂમિ ઉપર પાછી દોડી આવીને એ ભૂમિને પોતાના પગ વડે ખૂંદવા અને નાક વડે સૂંઘવા લાગી

અનસૂયાબહેનને ત્યાથી એક વખત અમે સૂના પડેલા આશ્રમને જોવા ગયા હતા એ જોઈને પણ રડવુ આવે એમ

હતું. અમારી રમતગમતો અને અમારાં ગીતોથી ગુંજતું એ વાતાવરણ ત્યારે સાવ સૂનમૂન પડ્યું હતું. આશ્રમનાં મકાનો ત્યારે ખાવા ધાતાં હતાં. કેટલાંક મકાનોમાંથી કોઈ કોઈ બારી કે બારણું ઊપડી ગયું હતું. પ્રેમાબહેનની કાળજી ભરેલી દેખરેખ નીચે સ્વચ્છ થતી ભૂમિમાં ઠેર ઠેર મોટું ઘાસ ઊગી ગયું હતું; અને તે પાછું સુકાઈ પણ ગયું હતું. હૃદયકુંજનું હૃદય અદશ્ય હતુ અમે ઝાઝો વખત ત્યાં ઘોભી શકયાં નહિ. બસ આશ્રમની આમલી નીચે આવીને થોડો વખત બેઠાં. એ આમલી આશ્રમ સ્થપાયો ત્યાર પહેલાંની હતી. આશ્રમનુ એ સૌથી મોટું વૃક્ષ. એણે પોતાની હેઠળ બાપુ અને તેમના સાથીઓના તંબૂઓ તણાતા જોયા હતા. તે ઠેકાણે ધીરે ધીરે એક પછી એક પાકું મકાન બંધાતું જોયું હતું. અનેક વાર જેલની કાળી મોટર એ આમલી નીચે આવીને ઊભી હતી. અનેક વાર અમદાવાદના શેઠિયાઓની મોટરો પણ ત્યાં આવી પૂગની. એ જ આમલી નીચેથી દાંડીકૂચ નીકળી ત્યારે આશ્રમવાસીઓએ બાપુને ગૌરવભેર વિદાય આપી હતી. થોડી વાર અમે ત્યા મૂનમૂન બેઠા ગ્યા. અમને લાગ્યું કે અમારા નિસાસા એ સમજી ગઈ હશે

●

## ૭ નઈ તાલીમનું મૂળ

રાષ્ટ્રજીવનના ધબકારા સાથે સાથે તમારું અંગત જીવન પણ ધબકતું હોય એ અનેરો લહાવો છે મને એવો અમૂલ્ય લહાવો સાંપડ્યો હતો દુનિયાને ગાંધીજીએ એક પછી એક જે દેણ આપી તેમાં નઈ તાલીમ એક અમૂલ્ય રત્ન હતું નઈ તાલીમનો વિકાસ અને મારી તાલીમની વ્યવસ્થા સાથે સાથે થઈ એ એક અજબ અકસ્માત હતો

પ્રસંગ વ્યક્તિગત હતો પણ એનું મહત્ત્વ સામૂહિક હતું ઘણા વરસોથી એક પરિવાર તરીકે અમે બધા સાથે રહ્યા નહોતા બાપુ જેલમાં કે પ્રવાસમાં જ હોય ઘરમાં બા પણ જેલમાં ગયેલી એટલે અમારી સ્થિતિ 'ક્યાં ચંદન ક્યાં મલયગિરી' જેવી થયેલી બાપુ વર્ધાથી સેગાંવ રહેવા ગયા ત્યારે ટપાલ અને મહેમાનોની વ્યવસ્થા જોવા માટે વર્ધાની મગનવાડીમાં રખાયા થોડો વખત સ્થિર થવાનું હશે એમ માનીને બાપુએ અમને સાબરમતીથી વર્ધા બોલાવી લીધા ઠરાવવામાં એમ આવ્યું હતું કે મગનવાડી રહીએ ત્યારે મારે વર્ધાની એક સારી શાળામાં ભણવું સ્વ જમનાલાલજીની પ્રેરણાથી તે

વખતે વર્ધામાં 'મારવાડી વિદ્યાલય' નામની શાળા ચાલતી જેનું નામ પાછળથી 'નવભારત વિદ્યાલય' પાડવામાં આવ્યું. આ શાળામાં જવા સારુ મને મોકલવામાં આવ્યો. તે કાળે ત્યાં શાંતિનિકેતનમાં રવીન્દ્રનાથ ઠાકુર સાથે કામ કરીને તાજા જ બાપુ પાસે આવેલા શ્રી ઈ. ડબ્લ્યુ. આર્યનાયકમ્ આચાર્ય તરીકે કામ કરતા હતા.

કોઈક સાથે આવીને મને વિદ્યાલયમાં મૂકી આવ્યું. ગૂજરાત વિદ્યાપીઠના વિનય મંદિરમાં પાંચમું ધોરણ પૂરું કરીને હું છઠ્ઠામાં ગયેલો. પણ અહીં મારું કેવુંક ચાલે છે એ જોવા મને સાતમા ધોરણમાં મૂક્યો. જતાંની વેંત મારો મૂંઝારો શરૂ થયો. ગૂજરાત વિદ્યાપીઠમાં હું હિન્દીમાં આગળ હતો, પણ અહીંની હિન્દી કંઈક જુદી જણાઈ. વળી અહીંના શિક્ષકોનાં અંગ્રેજી ઉચ્ચારણ તો સમજાતાં જ નહોતાં. ભૂગોળ મારો પ્રિય વિષય, પણ અહીંના શિક્ષકે ભૂગોળ અંગે પૂછેલા એક પણ પ્રશ્નનો ઉત્તર હું ખરો આપી શક્યો નહિ. હું ભારતની ભૂગોળ જ શીખ્યો હતો અને પ્રશ્ન દક્ષિણ અમેરિકાના કોઈક દેશ અંગે પુછાયા હતા. પણ વર્ગમાં સમજવા અંગેની મુશ્કેલીઓ તો ગૌણ હતી. ખરી મુશ્કેલી બીજી જ હતી. શાળાના વાતાવરણથી થોડા વખતમાં જ હું ગૂંગળાવા લાગ્યો. વર્ગશિક્ષક વર્ગમાં દાખલ થયા ત્યારે બધા છોકરાઓ ઊભા થઈ ગયા. શાળાનો આ પ્રાથમિક વિનય હું શીખ્યો નહોતો, મને એમાં ગુલામી દેખાઈ. રજા પછી પહેલી વાર શિક્ષક વર્ગમાં દાખલ થતા હતા એટલે એમણે છોકરાઓ જોડે રજા કેમ ગાળી તે અંગે વાતો કરવા માંડી. એમાં તેઓ વિનોદે ચડી ગયા. એટલે સુધી તો હું સમજી શકું એમ હતું. પણ ૧૨–૧૩

વર્ગના છોકરાઓ આગળ આખો તાસ એમણે ધર્મ અને લગ્નજીવન અંગેની મજાકોમાં ગાળ્યો એ મને ન સમજાયું. તાસ પૂરો થતાં વર્ગની બહાર ફરીને જોયું તો લગભગ દરેક શિક્ષકના મોમાં બીડીનું ઠૂંઠું. મોટાભાગના શિક્ષકોના શરીર પર ખાદી નહોતી અને ખાદી વિનાના લોકો મને તે કાળે કોઈ બીજી ન્યાતના હોય તેવા લાગતા! ઘેર આવીને કામ પાછો મેં પહેલાં તો પોક જ મૂકી! પછી મારો નિર્ણય એમની આગળ જાહેર કર્યો: 'ગમે તે થાય, પણ આવી શાળામાં તો હું નહિ જ ભણું.' કાકાએ મને થોડોઘણો સમજાવ્યો, પણ એમના સમજાવવામાં બહુ ઉત્સાહ નહોતો, કારણ શાળા અંગેનું મારું વર્ણન સાંભળીને એમનો ઉત્સાહ ઓસરી ગયો હતો. એમણે છેવટે મને સલાહ આપી: 'તું એમ કર, તારી બધી વાત બાપુને લખ અને પછી તેઓ કહે તેમ નિર્ણય કર.' મેં મારી વાત એક પત્ર દ્વારા બાપુને જણાવી. બાપુએ મને વાત કરવા સેગાંવ બોલાવ્યો.

એ દરમિયાન શ્રી આર્યનાયકમ્જીને મારા શાળામાં ન જવાના નિર્ણય અંગે જાણ થયેલી. તેમણે બાપુને સમજાવવા માંડ્યા કે 'બાબલો અત્યંત રમતિયાળ છે, એટલે શાળામાં ન જવાનું બહાનું કાઢે છે. શાળા મેં હમણાં જ હાથમાં લીધી છે પણ થોડા વખતમાં એનું વાતાવરણ સુધારી દઈશ. આજે બાબલો શાળામાં નથી જતો, પણ પાછળથી આશ્રમના બીજા છોકરાઓની માફક એ પસ્તાશે અને તમારો જ દોષ કાઢશે.'

બાપુ સાથે વાતો કરવા આર્યનાયકમ્જી સેવાગ્રામ આવી પહોંચ્યા. ફરવા જતી વખતે બાપુએ એક તરફ મને અને બીજી તરફ આર્યનાયકમ્જીને 'લાકડી' બનાવેલા. આર્યનાયકમ્જી સાથે

થોડી ચર્ચા કર્યા પછી મે' બાપુને કહી દીધુ: 'એ તો વિદ્વાન માણસ છે. એમની દલીલોનો હુ બરાબર જવાબ નહિ આપી શકુ. પણ શાળામા ન જવાનો મારો નિર્ણય પાકો છે.'

બાપુએ મારી પીઠ થાબડી કહ્યુ: 'બસ, મારે તો એ નિશ્ચય જ જોઈએ. તારા વતી વકીલ હું બનીશ ને આર્યનાયકમ્જીને હું સમજાવીશ'

અને પછીની વાતચીતમા તો હુ સાક્ષી જ રહ્યો. નાયકમ્જીની દલીલો થઈ રહ્યા પછી બાપુએ. કહ્યુ: 'આવા શિક્ષણને તો હુ શિક્ષણ જ કહેવા તૈયાર નથી. કોઈ પણ છોકરાને એવી શાળામા જવા હુ સલાહ ન આપુ. તેમા બાબલો તો આશ્રમનો છોકરો અને વળી તે પોતે નિશ્ચય કરે છે કે શાળામા નથી જવુ, ત્યારે મારાથી, અને સારા શિક્ષણશાસ્ત્રી તરીકે તમારાથી પણ એને શી રીતે શાળામા જવા સારુ કહેવાય?'

આર્યનાયકમ્જીની એ દલીલો એક કરતા વધારે દિવસો ચાલી એ ચર્ચાનુ છેવટનુ પરિણામ તો એ આવ્યુ કે થોડા દિવસ બાદ બાપુએ એમની પાસે પણ નવભારત વિદ્યાલય છોડાવ્યુ

કોગ્રેસે એ દિવસોમા પ્રધાનમડળો રચ્યા હતા. એ સરકારોમા શિક્ષણ કયા પ્રકારનુ રાખવુ એ અગે વિચારણાઓ થઈ રહી હતી ભારતનુ શિક્ષણ નર્યું પુસ્તકિયા તો હોય જ નહિ પ્રત્યક્ષ કામ સાથે એ ઓતપ્રોત હોવુ જોઈએ અને શિક્ષણમાથી તેનુ ખર્ચ પણ નીકળી રહેવુ જોઈએ વગેરે વિચારો બાપુએ 'હરિજન' પત્રોમા રજૂ કરવા માડચા હતા આ વિચારો પાછળ એમના જિંદગીભરના અનુભવો, ઊંડુ ચિંતન અને દીર્ઘદૃષ્ટિ હતા આ વિચારોમાથી લગભગ એક વરસને અતે નઈ

તાલીમની શિક્ષણપ્રણાલી પેદા થઈ જેને દુનિયાના શિક્ષણ-શાસ્ત્રીઓએ એક ઉત્તમ શિક્ષણ પદ્ધતિ તરીકે નવાજી છે.

ખૂબી એ હતી કે આ પદ્ધતિનો પહેલો સંસ્થાકીય પ્રયોગ કરવા માટે બાપુએ આર્યનાયકમ્ દંપતીને જ ઝડપ્યાં અને આજે તેઓ નઈ તાલીમના વિશ્વવિખ્યાત આચાર્ય છે.

ચાલુ શાળામાં મારે ન ભણવું એ તો જાણે કે નક્કી થયું, પણ પ્રશ્ન એ ઊભો થયો કે તો મારે કરવું શું? કોણ જાણે ક્યાંથી મને વિચાર સૂઝ્યો ને મેં જવાબ આપ્યો: 'તમારી સાથે રહીશ, તમારું કામ કરીશ અને એમાંથી જે શીખવાનું મળશે તે શીખીશ.'

અને બાપુએ આ વિચારને પણ મારા વકીલની માફક ઉપાડી લીધો. એમની જ વાતોમાંથી મને આ વિચાર સૂઝ્યો હશે, એમ મને હવે લાગે છે.

કયું કામ? શું શિક્ષણ? કેવી રીતે શિક્ષણ? એ બધા પ્રશ્નોનો વિચાર તે ઘડીએ તો શી રીતે થાય? પણ બાપુએ એક નિર્ણય આપી દીધો: 'બાબલો મહાદેવ જોડે રહેશે, એ સોંપશે તે કામ કરશે અને એ શીખવશે તેમ શીખશે.'

મહાત્માના મંત્રીને એમના પીર, બાવરચી, ભિસ્તી, ખર તો થવું જ પડતું હતું. પોતાના બાળકના પૂરા સમયના શિક્ષક બનવાની જવાબદારી પણ એમને શિરે આવી પડી.

કાકાએ આ જવાબદારી ઉપાડી લીધી. પણ સાથે સાથે મને કહ્યું: 'જો બાબલા, આશ્રમના ઘણા છોકરાઓને આશ્રમના શિક્ષણથી અસંતોષ હતો અને તેઓ અંગ્રેજી શિક્ષણ લેવા

ગયા એ તું જાણે છે. તારી સામે એમના દાખલા મોજૂદ છે. મારા વતી હું તને એટલું કહી રાખું છું કે તને ગમે ત્યારે, ગમે તેટલી ઉમ્મરે પણ ચાલુ શિક્ષણ લેવા સારુ જવાની ઇચ્છા થાય તો તું મનમાં એમ સંકોચ ન રાખતો કે મેં જ નિર્ણય કર્યો છે ને કેમ તોડાય. તને જેમ આ નિર્ણય કરવાનો અધિકાર છે, તેમ આ નિર્ણય બદલવાનો પણ અધિકાર છે. ગમે ત્યારે પણ તું ચાલુ શિક્ષણમાં જઈશ તો હું વાંધો નહિ ઉઠાવું, બલ્કે મારાથી બનશે એટલી સગવડ હું એને સારુ પણ કરી આપીશ. વળી તારા અત્યારના નિશ્ચયને ડગાવવા પણ હું મારે તરફે કોઈ પ્રયત્ન નહિ કરું. મારી સાથે રહેવામાં તારું જેટલું શિક્ષણ થતું હશે એટલું કરવાનો હું પ્રયત્ન કરીશ. પણ તારું શિક્ષણ મોટેભાગે તારે જ મેળવી લેવું પડશે. મારી મદદ હશે, પણ મહેનત તો તારી જ હશે.'

અને તે દિવસથી મારા શિક્ષણ અને નઈ તાલીમની રાષ્ટ્રીય ધારાનો સંગમ થઈ ગયો. ●

કેવા એ ગામડા? ગુજરાતવાસીને તો કદાચ એની કલ્પના જ ન આવે. દારિદ્રચ સામે માથુ ઊચુ કરવાની જેણે શક્તિ જ ગુમાવી દીધી હતી, અસ્વચ્છતા અને અનારોગ્યથી જે રીઢા થઈ ગયા હતા અજ્ઞાન જેમને સદીઓથી પચી ગયુ હતુ

મગનવાડીમા રહેતા હતા ત્યારથી જ બાપુએ પડોશના સિંદી ગામમા સફાઈ સારુ જવા માંડ્યુ હતુ. હુ મગનવાડી રહેવા ગયો ત્યારે બાપુ સેગાવ પહોચી ગયા હતા; પણ સિંદી ગામની સફાઈ કરવા બાપુને ઠેકાણે કાકા જતા હતા. વર્ધા શહેરની લગોલગનુ એ ગામ એટલે રેલવે સડકથી દૂર જ ગણનુ એ ગામ નહોતુ

પણ એ ગામના લોકોએ મહિનાઓના મહિનાઓ સુધી ગાધીજી, મહાદેવભાઈ અને એમના સાથીઓને ગામ સાફ કરવા આવનાર ભગીઓ જેવા જ ગણ્યા હા, આ ભગીઓ પૈસા નહોતા લેતા, એટલો આમા લાભ હતો!

'त्या वाजुला जा, तिकडे जास्त घाण आहे (પેલી કોર જાઓ, એ તરફ વધુ મેલુ છે)' કહેતા એક લોટાધારી માણસે કાકાનુ સ્વાગત કરીને પોતે જે ભાગ વાપરી આવ્યો હતો તે તરફ આગળી ચીધી!

સાબરમતી આશ્રમમા મે પણ મારો વારો આવે ત્યારે પાયખાના સફાઈ કરી હતી પણ ત્યા તો આશ્રમના પાયખાનાની ડોલો ખાતર-ખાડામા ઠાલવવા કે તેને નાળિયેરીની સળીના ઝાડુ વડે ધોવાનુ જ કામ હતુ પણ અહીં તાજો મળ પાવડા કે પતરાના સૂપડા વડે સીધો ઉપાડવાનો હતો. અને એના કરતાય વધારે તો જ્યા મળ તાજો ન હોય ત્યા ખદબદતા કીડા

ઉપાડવાના હતા. અને કાકા નિષ્ઠાપૂર્વક એ કામ કર્યે જતા હતા.

રવિવારને દિવસે સેગાંવમાં બાપુને મેં પ્રશ્ન કર્યો, 'બાપુ, આ કામથી શો લાભ? એમની ઉપર તો કશી અસર જ નથી થતી. ઊલટા અમને આવી આવીને હુકમ કરે છે કે પેલી બાજુ સાફ કરતા જાઓ.'

બાપુએ કહ્યું: 'બસ, એટલામાં થાકી ગયો? મહાદેવને પૂછ, કેટલા વખતથી સફાઈ કરે છે. એમના કામમાં ભક્તિ છે. એવી તારામાં પણ આવવી જોઈએ. અસ્પૃશ્યતાનું કલંક કંઈ જેવું તેવું નથી. એ દૂર કરવા તો આપણે લાંબું તપ કરવું પડશે.'

પણ એટલી દલીલથી હું માનું એમ નહોતો. 'પણ બાપુ, એમનામાં સુધાર ન થાય તો સફાઈ કરવામાં ફાયદો શો?'

બાપુએ ચર્ચાને નવો વળાંક આપતાં કહ્યું: 'કેમ, સફાઈ કરનારને તો ફાયદો થાય છે ને? એને તાલીમ મળે છે.'

હું: 'પણ તાલીમ ગામવાળાઓને પણ મળવી જોઈએ ને?'

બાપુ હસીને બોલ્યા: 'તું તો વકીલ છે, વકીલ. પણ તારી વાતમાં તથ્ય છે ખરું. એમને તાલીમ આપતાં આવડી જાય તો તો હું નાચું.'

પોતાની વાતને આગળ ચલાવતાં બાપુએ કહ્યું: 'તારી જગ્યાએ હું હોઉં તો ધ્યાનપૂર્વક જોઉં. કોઈ મળત્યાગ કરીને ઊઠે કે તરત ત્યાં દોડી જાઉં. એના મળમાં ખરાબી લાગે તો એની પાસે પહોંચી જાઉં ને નમ્રતાથી એને કહું કે "ભાઈ,

તમારું પેટ બગડયું છે, તમારે ફ્લાણો ઉપચાર કરવો જોઈએ" અને એમ કરીને એમનું હૃદય જીતું.'

મને ચૂપ રહેલો જોઈને બાપુનો ઉત્સાહ વધી જતો તેઓ કહેતા: 'મારું ચાલે તો એ રસ્તા વાળીચોળીને સાફ કરું એટલુ જ નહિ, પણ ત્યાં ફૂલના છોડ રાપું. રોજ એને પાણી પાઉં, અને અત્યારે જ્યા અવ્યવસ્થિત ઉકરડા છે, ત્યાં બગીચા બનાવું. સફાઈનું કામ તો એક કળા છે, કળા'

વ્યક્તિગત રીતે સેગાવના કામને તેમણે ઉપાડયું હતું તો બીજી તરફ સામાજિક રીતે તેમના સંસ્થાગત પ્રયોગો પણ શરૂ થઈ ગયા હતા. મગનવાડીમા અ. ભા. ગ્રામોદ્યોગ સંઘનું મુખ્ય દફ્તર હતુ જ. પણ બાપુના હાથે સ્થપાયેલા દરક સંઘનુ મુખ્ય દફ્તર એટલે તે તે ક્ષેત્રની એક એક પ્રયોગશાળા જ સમજો મગનવાડીમા એક તરફ ઘાણીઓ ચાલતી, તો બીજી તરફ હાથકાગળનુ કામ ચાલતુ વાડીમા ઠેર ઠેર મધપૂડા પણ પાળેલા હતા. અને જુદી જુદી જાતની ઘંટીઓના પ્રયોગોમા તો ખુદ બાપુ જ પરોવાઈ જતા. સાથે સાથે ત્યા ગ્રામોદ્યોગોની તાલીમ આપનાર વિદ્યાલય પણ હતુ દેશવિદેશમા અર્થશાસ્ત્રનું ભણતર લઈને છેવટે ભારતના અર્થશાસ્ત્રની ચાવી તો ગ્રામોદ્યોગોમા જ છે એવી ખાતરીપૂર્વક બેઠેલા જે. સી અને ભારતન કુમારપ્પા બધુઓ તો મગનવાડીની શોભારૂપ હતા. મોટા કુમારપ્પાની દેખરેખ હેઠળ ઓજસ્વી શૈલીમા 'ગ્રામોદ્યોગ પત્રિકા' નામનુ અઠવાડિક પણ નીકળતુ શ્રી કુમારપ્પાને મારા કાકા ઘણી વાર વિનોદમા violent exponent of non-violence (અહિંસાશાસ્ત્રના હિંસક પ્રતિપાદક) કહેતા!

આ પ્રયોગોની સાથે સાથે બાપુના રસોડાના પ્રયોગો ભળી જતા તે દિવસોમા સોયાબીનના લાભની વાતો ખૂબ ચાલતી એટલે એના પ્રયોગો થયેલા, પણ પાછળ કરી એ પડતા મૂકી દેવા સૂરજમુખીના તેલના પણ પ્રયોગ થયેલા તે ઉપરાન્ત કડવા લીમડા ને આમલીની ચટણીના પ્રયોગો હોય જ બાપુ કહેતા "આમલી તો ગરીબોનુ ફળ છે ભારતના લાખો ગામ તેને એનો લાભ મળી શકે એમ છે માત્ર એનો ઉપયોગ જીભના સ્વાદોને પોષવાને બદલે શરીરને પોષવામા થવો જોઈએ" ઉપરાન્ત ત્યા ચૂલામા લાકડા ઓછા બળે તેમા બાપુને બહુ રસ હતો પાછળથી દેશી તેલથી બળતા ફાનસોના પ્રયોગો પણ ચાલ્યા આ પ્રયોગોમાથી જે શોધો થઈ તેના નામ મગનચૂલા અને મગનદીપ રાખવામા આવ્યા આ ઉપરાત ખજૂરીના રસમાથી ગોળ અને બીજી વસ્તુઓ બનાવવાના પ્રયોગો પણ એ જ અરસામા વિકસેલા

તે કાળનો ગ્રામોદ્યોગ સઘ ગ્રામોદ્યોગ સારુ ઊંડી નિષ્ઠા ધરાવનાર કેટલાક કાર્યકર્તાઓ પેદા કરી શક્યો આજે પણ દેશમા જ્યા જ્યા તમે ગ્રામોદ્યોગોની કોઈ સારી પ્રવૃત્તિ ચાલતી જોશો તો તેમા કામ કરનાર મગનવાડીની હવા ખાઈ આવેલો કોઈક નીકળી આવવાનો

ખાદીના પ્રયોગો ગ્રામોદ્યોગો કરતા આગળ જઈ ચૂકેલા હતા પરતુ તે અરસામા ખાદીના અર્થકારણ અગે એક અત્યત અગત્યનો ઠરાવ પસાર થયો એ ઠરાવ તે કાતનાર વણનારને જીવનનિર્વાહ ના ધોરણે રોજી આપવાનો ઠરાવ વર્ધા અને આસપાસના જિલ્લામા તે વખતે ખાદીનુ કામ ખૂબ ચાલતુ પણ

જ્યારે બાપુએ જોયુ કે આખો દિવસ કાતણની મજૂરી કરનારી બાઈને માત્ર પાચ પૈસા રોજી મળે છે ત્યારે તેઓ ધ્રૂજી ઊઠ્યા. ચરખા સઘની સભા બોલાવીને બાપુએ રોજીના દર વધારવાનો આગ્રહ કર્યો એમનો આગ્રહ રોજના ઓછામા ઓછા આઠ આનાની રોજી થાય એટલો હતો ચરખા સઘના વહેવાર કુશળ સભ્યો ખાદીના ભાવ કેટલા વધશે એના હિસાબો ગણતા બેઠા હતા. છેવટે કાતનારીને આખા દિવસમા ત્રણ આના રોજી મળે એવી જોગવાઈ કરવામા આવી। વિનોબાએ આ ઠરાવને *અથાતો ન્યાયારમ્ભઃ* (હવેથી ન્યાયની શરૂઆત થાય છે) કહીને નવાજ્યો. ખાદીના ભાવ બમણા થયા, પણ એની ખપત કઈ અર્ધી થઈ નહિ અને લાખો કાતનાર બહેનોના પેટના ખાડા અર્ધા પુરાયા. આ દિવસોમા બાપુની સ્થિતિ સામેની ગલીમા ટાઢે થથરતા ભિખારીને જોઈને પોતાને અગે ટાઢ ચડતા પેલા સ્વામીજી જેવી હતી. સ્વામીજીને કપડા ઓઢાડતા ગયા પણ ટાઢ ઓછી થઈ નહિ છેવટે પેલા ભિખારીને ઓઢાડ્યુ ત્યારે એમની ટાઢ ગઈ. તેમ બાપુની ભૂખ પણ કાતનારી બહેનોની મજૂરી વધી ત્યારે જ સતોષાઈ. બાપુએ ગ્રામજીવન તરફ લક્ષ કર્યું પછી એમની દરેક પ્રવૃત્તિની કસોટી એક જ હતી — એમાથી દેશના દરિદ્રનારાયણનુ પેટ ભરાય છે ખરુ? કોઈ ગવૈયાના સૂરે જેમ પાસે પડેલા તતુવાદ્યોના તાર ઝણઝણી ઊઠે તેમ બાપુની હૃદયવીણાના તાર દેશના દરિદ્રનારાયણની વેદનાના સૂરથી ઝણઝણી ઊઠતા

## ૯. યજ્ઞસંભવા મૂર્તિ

યરવડા જેલનું એક લોખંડી બારણું ખૂલ્યું ને બીજું બંધ થયું. પછી બીજું ખૂલ્યું ને પહેલું બંધ થયું. ખાખી વરદી-વાળા પોલીસો અને પીળી ટોપીવાળા વૉર્ડરોની વચ્ચેથી અમે અંદર ચાલ્યા. સામે દેખાતી હતી ઊંચી ઊંચી દીવાલો અને એ દીવાલોની વચ્ચે કેદી આકાશ. બે બાજુ ઈંટોવાળી સડક અને એક બે ઝાડ. એક બે પગથિયાં ઓળંગી એક મોટી ભીંતમાંથી પસાર થઈ અમે અંદર પ્રવેશ્યા. અંદર નાનું સરખું મેદાન હતું. એ મેદાનમાં એક નાનું સરખું આંબાનું ઝાડ હતું. એ આંબા હેઠળ એક ખાટલા પર દુર્બળ દેહધારી બાપુ સૂતેલા હતા. એમની પાસે જઈ પગે લાગી અમે બાજુએ ખસી ગયા. હમેશાની માફક 'કેમ ગોડિયા?' કહી વાંસા પર ધબ્બો મારવાની તો ક્ષીણ દેહમાં તાકાત જ નહોતી. પણ મોં ઉપર સહેજ સ્મિત આવી ગયું. તમામ પાશવી શક્તિ સામે પડકાર કરી આત્માનો ઝંડો ફરકાવતું એ સ્મિત હતું.

બાપુના ઉપવાસનો એ સાતમો દિવસ હતો. ત્રણ ત્રણ અઠવાડિયાં ખેંચી નાખનાર બાપુનું શરીર આ ઉપવાસને સાતમે

દિવને જ આવ ક્ષીણ થઈ ગયુ હતુ  હવે બીજા કેટલા કલાક ઉપવાસ ટકને કે બાપુ ટકને એ જ પ્રશ્ન હતો  'અસ્પૃશ્યોને અલગ મતાધિકાર અપાશે તો એનો હું પ્રાણપણે વિરોધ કરીશ' એમ જ્યારે બાપુએ વિલાયતની ગોળમેજી પરિષદમા કહ્યુ ત્યારે બાપુને ન જાણનાર લોકોએ એને ભાષાનો એક અલકાર માત્ર માન્યો હતો  બાપુ કહે છે તે કરે છે એ વસ્તુ જાણનાર બીજા કેટલાક એને ધમકી માની હશે  પણ બાપુને મન આ પ્રશ્ન જીવનમરણનો હતો  'અસ્પૃશ્યોને બેવડુ મતદાર મડળ આપીને એમને કાયમને સારુ અસ્પૃશ્ય રાખવાની તજવીજ થઈ રહી હતી  હમેશા અસ્પૃશ્યોનો પક્ષ તાણનાર બાપુ એ વખતે તેમને બેવડો મતાધિકાર ન મળે એનો આગ્રહ રાખતા હતા, ત્યારે બીજી બાજુ લગભગ એ જ અરસામા અસ્પૃશ્યોના નેતા બનેલા ભીમરાવ આબેડકર ગાધીજી આ મતાધિકાર રોકાવે તો એના બદલામા કેટલુ વધારે તાણી શકાય છે એની તજવીજમા હતા  માલવીયજીના નેતૃત્વ હેઠળ દેશના અનેક હિંદુ નેતાઓ એકત્ર થઈને કોઈ વાર મુબઈ તો કોઈ વાર પૂનામા મત્રણાઓ ચલાવી રહ્યા હતા  પેલી બાજુ સિમલામા પણ ઉપરાઉપરી મત્રણાઓ ચાલી રહી હતી, અને ઉપરાઉપરી તાર દ્વારા ઇગ્લડના શાસકોને સમાચારો અપાઈ રહ્યા હતા, અને તેમના તરફથી સૂચનાઓ મેળવાઈ રહી હતી

અનેક મત્રણાઓને અતે — અને સામાન્યપણે કોઈ પણ વાટાઘાટ કરનાર આપે એના કરતા વધારે નમતુ આપીને આબેડકરને રીઝવવામા આવ્યા હતા  અને બધા હિંદુ નેતાઓ જો એકમત થાય તો આ ચુકાદો પાછો ખેચવાનો બ્રિટિશ વડા પ્રધાનનો કોલ હતો  તે છતા બાપુ પાસે એમના તરફથી

કંઈ લખાણુ આવ્યુ નહોતુ પૂનામાં અને આખા દેશમાં અફવા તો ચાલી જ રહી હતી કે લંડનથી એ મુજબનો હુકમ નીકળી ચૂક્યો હતો પણ જેની જિંદગી સારુ પગે પળ મહત્ત્વની હતી તેની પાસે એ હુકમ કોણ જાણે કઈ લાલ ફીતાશાહીને પરિણામે પહોંચ્યો નહોતો

ચારે કોર સાથીઓ એકઠા થયા છે સરદાર, રાજાજી, રાજેન્દ્રબાબુ, સરોજિની અને કમલા નેહરુ કાકા અને દેવદાસકાકા ફરેક ક્ષણે આમતેમ દોડાદોડ કરે છે

'ગુરુદેવ અત્યાર સુધીમાં આવી પહોંચવા જોઈતા હતા, કેમ ન આવ્યા?' કોઈકે પૂછ્યુ

'કદાચ એમને જેલ બહાર રોકીને રોકયા હશે દેવદાસ, તમે જરા બહાર આંટો મારી આવો તો!'

ખરેખર જ ગુરુદેવ રવીન્દ્રનાથ ઠાકુરની મોટરને રોકીને વચ્ચે રાખી દેવદાસકાકા જો સમયસર પહોંચ્યા ન હોત તો હજુ વિલંબ થાત

તેઓ બાપુ પાસે પહોંચ્યા ત્યારે બાપુએ લાંબા સમય સુધી એમને છાતીસરસા ચાંપી રાખ્યા હંમેશાની માફક ગુરુને પગે લાગવાનો આજે પ્રશ્ન નહોતો

કાકાએ ગુરુદેવને કહ્યુ 'સારું થયુ તમે આવી પહોંચ્યા તે બાપુ તમારી ક્યારને કેટલી વાટ જોઈ રહ્યા હતા '

'મારા આવવાથી રાષ્ટ્રની સમસ્યાના ઉકેલમાં કંઈ મદદ મળશે એમ માનવાની ભૂલ હુ નહિ કરુ પણ મારા આવવાથી એમને તૃપ્તિ થઈ એ જ મારે માટે આનંદનો વિષય છે'

વધારે વાટાઘાટો થઈ નહિ. ગુરુદેવ થોડી વાર બાપુના ખાટલા પાસે બેસી રહ્યા અને પછી એક ખૂણામાં ચાલ્યા ગયા. બાપુનુ શરીર ક્ષીણ હતું, પણ એમનું ચિત્ત ક્ષીણ નહોતું. રાજનૈતિક નેતાઓ સાથેની વાતચીતમા તેઓ પહેલાં જેટલા જ ઊંડાણમાં જઈ ભળતા. અને ગુરુદેવની સાથે વગર બોલ્યે પણ તેમની આત્માની લેણદેણ થઈ રહી હતી. આજે ભારતના કોટિ કોટિ લોકો સુધી પહોંચ્યો હતો મૃત્યુની વેદી પર સૂતેલા આ મહાત્માનો મૂંગો સૂર. જેલની ભીંતો, રાજકારણી લોકોની પટાબાજી, કે સેંકડો વર્ષોની આંધળી માન્યતાઓ પણ મહાત્માના આ સૂરને રોકી શકી નહોતી. અને તેથી જ આખું ભારત આજે કયે ઉપાયે સમાધાન થાય, કયે પ્રાયશ્ચિત્તે મહાત્માનુ જીવન બચે તેની ફિકર કરતુ હતુ.

જેલમાં એમની આસપાસ એકઠા થયેલા લોકોમા ઘણા સત્યાગ્રહીઓ પણ હતા. એમના મુખ પર ચિંતા હતી પણ કોઈના ચહેરા પર શૈથિલ્ય નહોતુ. એમના ચારિત્ર્યની જેલ-અધિકારીઓ પર પણ અસર પડી હતી તેથી જ એમને મુક્તપણે જેલમા ફરવાની છૂટ મળી હતી કોઈ સત્યાગ્રહીએ એનો ગેરલાભ ઉઠાવ્યો નહોતો

બાપુના આ રાષ્ટ્રશુદ્ધિના યજ્ઞની સાથે સાથે મારા પણ ચિત્તશુદ્ધિનો યજ્ઞ થઈ ગયો એની આગલી રૈ ટિયાબારસને બીજે દિવસે મે કાંત્યા વિના આશ્રમના રજિસ્ટર પર તાર લખાવી દીધા હતા તેની વાત કોઈએ કાકાને કહી કાકાએ પૂછ્યુ : 'હે તુ જુઠ્ઠ બોલ્યો ? તારી પાસે એવી આશા નહોતી રાખી.' અને મારી આંખોમાથી દડ દડ આંસુએ ટપકી એ પાપનુ પ્રાયશ્ચિત્ત કર્યું .

આખરે જેલ અધિકારીઓ સરકારી ફરફરિયા સાથે હાજર થયા. એમના ચહેરા પર આનંદ હતો. બાપુએ ગંભીરતાથી એ ખરીતો વાંચ્યો, પછી સાથીઓને વંચાવ્યો. એકંદરે એ ખરીતાથી બધાને સંતોષ થયો. તોય પંડિત હૃદયનાથ કુંઝરુને એ આપીને એના એક એક શબ્દની ચોખવટ કરવામાં આવી. બાપુને એ ચોખવટથી સંતોષ થયો. પણ ઉપવાસ છોડવાનો નિર્ણય કરતા પહેલાં એ ખરીતો બાપુએ આંબેડકરને બતાવ્યો. એમની સંમતિ મળી ત્યારે ઉપવાસ છોડવાનો નિર્ણય થયો. કમલાદેવી નેહરુ સંતરાનો રસ લાવ્યા. પારણા કરવા સારુ એ પ્યાલો તેમણે કસ્તૂરબાના હાથમાં આપ્યો. પ્રાર્થના થઈ. આવી પ્રાર્થનામાં ઉપસ્થિત હોવું એ એક લહાવો હતો.

ગુરુદેવે પોતાના અત્યંત કોમળ (લગભગ નારીતુલ્ય) સ્વરમાં ગીત ગાયું. 'જીવન જખન શુકાયે જાય, કરુણાધારાય એસો' મારા કાકાએ કરેલો એ ગીતનો ગુજરાતી તરજુમો નીચે આપ્યા વિના રહેવાતું નથી.

'જીવન જ્યારે સુકાઈ જાય
        કરુણા વર્ષંતા આવો!
મધુરી માત્ર છુપાઈ જાય,
        ગીત સુધા ઝરતા આવો!

કર્મના જ્યારે કાળા વાદળ
        ગરજી ગગડી ઢાંકે સૌ સ્થાન
હૃદય-આંગણે હે નીરવ-નાથ
        પ્રશાંત પગલે આવો!

મોટું મન જ્યારે નાનું થઈ,
        છુપાઈ જાયે તાળું દઈ,

તાળું તોડી, હે ઉદાર નાથ!
વાજંતા ગાજંતા આવો!

કામ ક્રોધનાં આકરા તુફાન
આંધળા કરી ભુલાવે ભાન!
હે સદા જાગત ! પાપ ધ્રુવંત !
વીજળી ચમકંતા આવો!'

પછી મોટીબાએ બાપુને ધીરે ધીરે સંતરાનો રસ પાયો. પછી ત્યાં ઉપસ્થિત સૌ કોઈએ મળીને સાથે ગાયું :

'વૈષ્ણવજન તો તેને કહીએ જે પીડ પરાઈ જાણે રે,
પર દુ:ખે ઉપકાર કરે તોયે મન અભિમાન ન આણે રે'

બધાને ફળ ને મીઠાઈનો પ્રસાદ વહેંચવામાં આવ્યો. બાપુના ઉપવાસ યજ્ઞની આ ફળશ્રુતિ હતી. આ પ્રસંગનું વર્ણન કરતાં ગુરુદેવ રવીન્દ્રનાથે શાન્તિનિકેતનના પોતાના સાથીઓને કહ્યું હતું: 'પ્રાણોત્સર્ગનો યજ્ઞ થયો જેલખાનામાં તેની સફળતા ત્યાં જ મૂર્તિમતી થઈ. અને મિલનની એ અકસ્માત આવિર્ભૂત અપરૂપ મૂર્તિ — એને જ કહેવાય યજ્ઞસંભવા.'

## ૧૦. અગ્નિકુંડમાં ઊગેલું ગુલાબ

ગાધી સેવા સઘની મીટિંગો દર વર્ષે જુદા જુદા પ્રાન્તોમા થતી એવી એક મીટિંગમા બાપુને હાથે મને જનોઈ દેવાયેલુ અને મારી ફોઈના લગ્ન થયેલા ૧૯૩૮ની ગાધી સેવા સઘની મીટિંગ ઓરિસ્સાના પુરી જિલ્લામા ડેલાગ ગામે થઈ હતી સામાન્ય રીતે હુ તો કાકા સાથે આવી બધી મીટિંગોમા જતો પણ મારી બા ડેલાગ પુરીની પાસે હતુ તેથી જ ત્યા આવેલી

સમેલનના અધ્યક્ષ કિશોરલાલકાકા (મશરૂવાળા) એ કાર્યકર્તાઓમા અહિંસા વિગે કેટલાક રસપ્રદ પ્રશ્નો ઊભા કરવા બાપુ સમેલનમા તો બોલતા જ, પણ રોજ પ્રાર્થના પછી એમને સારુ એક જાહેર સભા પણ થતી ઉપરાન દિવસમા એક કે બે વાર એમના દર્શન સારુ એકઠા થયેલા હજારો લોકો આગળ એમને હાજર થવુ પડતુ એ દૃશ્ય અદ્‌ભુત થતુ રોજ સવાર સાજ એક મેદાનમા હજારો લોકોની ભીડ જામતી આટલા લોકો હોવા છતા ત્યા જરાય અશાતિ નહોતી કેટલીક વાર તો દર્શન કરવા સારુ આ લોકો કનાકોના કલાકો સુધી બેમી રહેતા બાપુ એમની આગળ જઈ મચ ઉપર ચડી, માન નમસ્કાર

કરીને પાછા જતા અને એટલાથી પારાવાર તૃપ્તિ અનુભવી લોકો રાત પડે તે પહેલાં પોતાના દૂર દૂરના ગામડાં સુધી પહોંચી જવા પગપાળા નીકળી પડતા

પ્રદર્શનના ઉદ્‌ઘાટન વખતે હજારોની ભીડ થઈ હતી એ ભીડની આગળ બોલતાં જ બાપુએ પુરીના મંદિરનો ઉલ્લેખ કરી કહ્યું હતું કે, 'જ્યાં સુધી મંદિર હરિજનો સારુ ખુલ્લું મુકાય નહિ ત્યાં સુધી જગન્નાથ એ જગતના નાથ નથી, પણ મંદિરની છાયામાં પેટ ભરતા પંડાઓના નાથ છે' પુરીના મંદિરમાં બાપુને હરિજન યાત્રા વખતે પ્રવેશ નહોતો મળ્યો અને એમની ઉપર આક્રમણ પણ થયેલું મોટીબાએ ડેલાંગ સુધી આવ્યાં છીએ તો પુરી જવાની ઇચ્છા વ્યક્ત કરી હતી બા અને વેનામાશી તો એટલા સારુ જ આવ્યાં હતાં બાપુએ એ લોકોને પુરી મોકલવાની બધી વ્યવસ્થા કરવાનું કાકાને કહ્યું કાકાને પુરી જવામાં રસ નહોતો, પણ બાપુએ બે ત્રણ વાર કહ્યું એટલે એમણે પુરી જવાની વ્યવસ્થા કરી આપી હું પણ પુરી જનારાઓમાં એક ખરો અમારી સાથે મણિલાલ-કાકા પણ જાય એમ ગોઠવાયું હતું, પણ એમની તબિયત બગડી કે એવા જ કોઈ કારણસર એ સંઘથી જુદા પડી ગયા

હવે બાપુને મન બા પુરી ગયાં એટલે સમુદ્રસ્નાન કરીને પાછાં આવશે એમ હતું અને બાને મન પુરી જવું એટલે જગન્નાથજીના દર્શન કરવાં એ હતું કાકાના મનમાં એમ હતું કે બાપુ પોતે તો મંદિરમાં ન જ જાય, પણ એમની પોતાની અહિંસામાંથી ઊપજતી અપાર ઉદારતાને કારણે તેઓ આ લોકોને મંદિરમાં જવાને રોકતા નથી મારી બા વિરો કાકાએ એમ

નહિ જાય અને જવા માગતા હશે તોપણ મહાદેવે એમને મારી વાત સમજાવીને મોકલ્યા હશે પણ એવું કંઈ નહોતું બન્યું તેથી બાપુને ભારે આઘાત લાગ્યો એમણે કાકાને કહ્યું 'મહાદેવ, આપણે ત્રણેએ તો છેડા ફાડી આપવા પડશે.' પણ એમાં વિનોદ કરતાં વેદના વધુ હતી. એમનું લોહીનું દબાણ સૌને ગભરાવી મૂકે તેવું ચડી ગયું પછી બા અને કાકાને બોલાવીને કહ્યું, 'મહાદેવ, તમે ભારે ગફલત બતાવી તમે તમને પોતાને અન્યાય કર્યો, મને અન્યાય કર્યો, દુર્ગાને કર્યો તમારો ધર્મ એ હતો કે એ લોકોને ફરી પાછો ઇતિહાસ કહેવો જોઈતો હતો પુરીમાં મારા શા હાલ થયા હતા તે કહેવું જોઈતું હતું એ સાંભળીને પણ એ જવા માગત તો મારી પાસે લાવવાં જોઈતાં હતાં છતાં એ ન માનત તો પછી જવા દેત બળાત્કારની વાત નહોતી, પણ સમજાવવામાંથી કંઈ ચૂકાય?'

-કાકાને પોતાની ભૂલ તો સમજાઈ પણ એમને લાગ્યા કરે કે આ બધું ગેરસમજને પરિણામે છે પણ તેથી બાપુને આવેલો આઘાત લાગે એ કાકાને સમજાતું નહોતું કાકાએ આ વાત સંઘના સભ્યો આગળ કરી બાપુએ પણ પોતાની વેદના સંઘ આગળ ઠાલવી 'બા મંદિરમાં ન ગઈ હોત તો હું પાંચ ગજ ઊંચો ચડત તેને બદલે નીચો પડયો જે શક્તિથી મારું કામ ચાલી રહ્યું છતું તેનો હ્રાસ થઈ ગયો હોય એમ મને લાગ્યું એ લોકોનું તો અજ્ઞાન જ હતું એ વિશે શંકા નથી પણ એમને અજ્ઞાન રાખનાર કોણ? આપણે જ ના? એમના અજ્ઞાનને ન ફેડવામાં અહિંસા નથી, હિંસા છે. આજે હરિજનો પણ માને છે કે આપણે એમને ઠગી રહ્યા છીએ માને જ, કારણ આપણે તો મંદિરમાં જતા રહીએ, એ લોકોને

જ્યાં પ્રવેશ ન હોય તેવાં સ્થાનોનો ઉપયોગ કરતા રહીએ તો એ લોકો શી રીતે માને કે હરિજનોને આપણે અપનાવ્યા છે?'

આ ભાષણથી કાકા ઊકળી ઊઠ્યા — પોતા ઉપર. 'અસ્પૃશ્યતા જેવા પ્રશ્નમાં મારી આવી ગંભીર ગેરસમજ થઈ હોય તો હું ગાંધીજીના વિચારને સમજાવનાર કોણ? મેં જ બાપુને આટલો ત્રાસ આપ્યો તો બીજાને રોકનાર હું કોણ?'

રાતના ઉજાગરા થયા. કાકા રડ્યા. બા રડી. મોટીબા રડ્યાં. બાપુ રડી ન શક્યા પણ એમનું બ્લડ પ્રેશર ઊછળી ઊઠ્યું. કાકાએ બાપુનો સાથ છોડવાનો વિચાર કર્યો. સવારે હું ઊઠ્યો ત્યારે મને પ્રસંગની ગંભીરતા વધુ સમજાઈ. કાકા કહેઃ 'બાબા, આપણે દિલ્હી જઈશું. હું ખેતી કરીશ ને તને ભણાવીશ'

મે એમને ધસીને ના પાડી. 'તમારે જવું હોય તો જાઓ હું તો નથી જવાનો.'

બાએ પણ કાકાના નિર્ણયને ટેકો નહોતો આપ્યો.

બાપુએ તો વાત સાંભળવાની જ ના પાડી. 'ભક્તને હાથે મરવું એ અભક્તને હાથે જીવવા કરતા બહેતર છે. તમે અંધ પ્રેમને લીધે તમારી પત્નીનો વહેમ પોષ્યો તમારે તમારી ભૂલ સમજીને બીજે દિવસે અંધ લઈને પુરી પહોંચવું જોઈતું હતું એને બદલે રોવા બેઠા. કેવી એ કાયરતા!'

કાકાએ બાપુનો સાથ છોડવાનો વિચાર પડતો મૂક્યો આ ઘટના વિશે બીજે અઠવાડિયે તેમણે 'હરિજનબંધુ'માં એક લેખ લખ્યો. તેમાં તેમણે લખ્યું:

'ફરી ફરીને મને થતું હતું કે આ બધું થોડી ગેરસમજમાં નથી ઊપજ્યું? મોટાં મોટાં પાપને શિવજી હળાહળ પી ગયા તેમ પી જનાર બાપુ આવા એક બુદ્ધિદોષ ઉપર શા સારુ વલોવાયા હશે? આમ તે રજનો ગજ થતો હશે? ... આ મારી તે કાળની લાગણી છે. આજે સ્વસ્થ થઈને વિચાર કરું છું ત્યારે થાય છે કે હું એમની પરીક્ષા કરનાર કોણ? મને જે રાઈ લાગે તે એમને પહાડ લાગે તો? તંદ્રારહિત રહીને પચાસ પચાસ વર્ષો થયાં ધર્માચરણ કરનાર ધર્મ વધારે સમજે કે રાગદ્વેષથી ભરેલો હું ધર્મ સમજું? અને એમની સાથે રૂસણું શું? એમની પાસેથી જઈને ક્યાં જવાપણું હતું? એમને સંતનું પદ આપીને સ્વર્ગના દેવતા બનાવવા એ ન્યાય કહેવાય? એ તો પોતાને દેવતા કદી માનતા નથી, મહાત્માયે નથી માનતા, આપણા જેવા કાળા માથાના માનવી માને છે; અને એટલા માટે જ એમની સાથે રહી શકાય છે. કોઈ વાર એમનો તાપ ઉગ્ર થાય તેથી કેમ કંટાળાય? અને કંટાળીને ભાગીએ કે એ તાપમા ભગવાન આપણને પણ ખાક કરી નાખે એમ માગીએ?'

કાકાના સ્વર્ગવાસ પછી શ્રી ઝવેરચંદ મેઘાણીએ એમને વિશે જે લેખ લખ્યો હતો તેનુ મથાળું આપ્યું હતુ: 'અગ્નિકુંડમાં ઊગેલુ ગુલાબ'. એ મથાળું આ પ્રસંગે શબ્દશઃ સિદ્ધ થતુ હતુ.

# ૧૧ અપૂર્વ અવસર એવો રે

બાપુની સાથે ટ્રેનમાં મુસાફરી એ એક અનોખો અનુભવ હતો. બાપુ ત્યારે થર્ડ ક્લાસના સામાન્ય ડબ્બામાં મુસાફરી કરતા. એમને માટે ગાડીમાં ખાસ ડબ્બો જોડવાનું તો સાવ છેવટના દિવસોમાં શરૂ કરવામાં આવેલું. નહિ તો સામાન્યપણે એ બીજા લોકોની માફક કોઈ પણ ભરચક ડબ્બામાં બેસતા. અવગત બાપુ બેઠા છે એમ જાણ થતાં ડબ્બાના લોકો ખસીને એમને સારુ જગ્યા કરી આપતા.

પણ બાપુ સાથેની વણજાર કંઈ નાની નહોતી રહેતી. એમના અંતેવાસીઓ, એમના દર્દીઓ, એમના મુલાકાતીઓ અને એમના પ્રયોગમાં ભાગનારાઓ પણ એમના રસાલામાં ભળતા. 'હળવા મુસાફરી કરો'—'ટ્રાવેલ લાઇટ'નું સૂત્ર તે વખતે પ્રચલિત નહોતું, એટલે સામાનનો લટાચો સારી પેઠે થતો. સામાન સંભાળવાની જવાબદારી સામાન્યપણે કનુભાઈની રહેતી, અને હું તેમનો મદદનીશ. મુસાફરીને અંતે કે વચમાં અમને જે નાસ્તો મળતો તેને અમે 'કુલી ચાર્જ' કહેતા. કનુભાઈ અને તેમના મદદનીશ બંદા પોતે સામાન વહેવામાં અને

કુલી-ચાર્જ આરોગવામાં શૂર હતા! સામાનની ગણતરી એક વાર થાય ને બીજી વાર થાય ને ત્રીજી વાર થાય. અર્ધી મુસાફરીમાં વચ્ચેથી ચડીને અમારી સાથે ભળી જનારાઓનો સામાન તેમાં ઉમેરાય અને આવનાર ભાઈ એની નોંધ કરાવે નહિ. ઊતરતી વખતે કોઈ સામાનની કાળજી કરે નહિ અને મુકામે પહોંચે ત્યારે બધા અમારી પાસે સામાન શોધતા આવે. એક વાર કનુભાઈને આ રીતે વચગાળેથી ઉમેરાયેલા મુસાફરના સામાનની શોધ કરવા અનેક સ્ટેશનોની મુસાફરી કરવી પડેલી. અમે પોતે સામાન ઉપાડવા, એને ટ્રેનમાં ચડાવવા, ત્યાં બરાબર ગોઠવવા અને પાછો ઉતારવા બાબત એક ટેકનિક બનાવી દીધી હતી. છતાં બાપુની આસપાસ ભેળા થતા શંભુમેળાને લીધે સામાનની બાબત બહુ શિસ્ત પળાતી નહિ. હા, અમને કુલી-ચાર્જ મળ્યો કે નહિ એ જોનાર મોટીબા બેઠા હતા ત્યાં સુધી ફિકર નહોતી.

સાવ ખૂણાની જગા બાપુ સારુ રાખવામાં આવતી. ઉપરની જગાઓ અમારે માટે. પણ એક વાર બાપુની બરાબર ઉપરની જગા ઉપર બિસ્તરો પાથરવા જતાં મેં કનુભાઈ અને કાકા પાસે ધમકી ખાધેલી. બાપુની ઉપરની જગા ઉપર કોઈએ સૂવું નહિ એવી અમારી મુસાફરીની ‘આમન્યા’ હતી! એમ તો બાપુ બારી પાસે બેસતા, પણ કોઈ કોઈ વાર આરામ સારુ વચલી કોઈ સીટ પર પણ જઈ બેસતા.

પણ ટ્રેનમાં બાપુને સારું આરામ મળવો દુર્લભ હતો. દિવસ, રાત કોઈ પણ સમયે, સ્ટેશને સ્ટેશને લોકોનાં ટોળાં જંપવા દે તો ને! નાના મોટા દરેક સ્ટેશને ગાડી પ્રવેશે તે

પહેલાંથી જ 'મહાત્મા ગાંધીકી જય'ના ઘોષ સંભળાતા હોય, અને ગાડી ઊપડે ત્યાર પછી પણ એના પડઘા પડતા જ હોય.

હું વર્ણવું છું તે કાળ, એટલે કે ૧૯૩૬થી ૧૯૪૦ના દિવસો સ્વરાજ આંદોલનની દૃષ્ટિએ મંદ ગણાય પણ દર્શનાર્થીઓને મન કોઈ કાળ મંદ નહોતો. રાતે બત્તી ઉપર અમે ભૂરા કપડાની ખાસ એ જ ઉદ્દેશ સારુ બનાવવામાં આવેલી 'ચડ્ડી' ચડાવી દેતા, કે જેથી બાપુ ઘડીભર સૂઈ શકે. પણ લોકો બૅટરીનો પ્રકાશ એમના મોં પર નાખવા પ્રયત્ન કરતા. અમે બારી બંધ કરી દેતા. લોકો પાયખાનાની બારીના કાચ ફોડી નાખતા. વર્ધાથી દિલ્હી ગ્રાન્ડ ટ્રંક એક્સપ્રેસમાં જતાં ને આવતાં બંને વખતે ઘણાં સ્ટેશન રાતે આવતાં અને દરેક વખતે ઘણાં સ્ટેશને બારીઓ તૂટતી જ.

કોઈ વાર અમે લોકોને વીનવતા: 'गांधीजी अभी सोये हैं, ज़रा खामोशी रखिये न!' લોકો જવાબ આપતા: 'अजी, वे तो देव हैं। उन्हें नींद कहाँ चाहिये?'

આ દલીલથી કાકા ખિજાઈ જતા: 'अरे, उस देवको तो आप लोग मन्दिरमें बंद रखते हैं। इसे तो घूमना पड़ता है। आपके लिये दिन रात एक करने पड़ते हैं। इन्हें आराम नहीं लेने दोगे?'

એક વાર અમારી સાથે મુસાફરીમાં પંડિત જવાહરલાલજી હતા. સ્ટેશને સ્ટેશને ભેગી થતી ભીડ અને ધમાલ જોઈને એમણે કાકાને કહ્યું: 'महादेव, आज तुम आराम करो। आज भीडको सम्हालनेका काम मैं करूँगा।' અને સ્ટેશન આવતાં વેંત તેઓ બારણું ખોલીને સામા ઊભા રહી ગયા. મહાત્માજીની

સાથે જવાહરલાલજીની પણ જય બોલાવવા માંડી. 'दर्शन करने हो तो मेरे घर लो। गांधीजी आराम कर रहे हैं, उन्हें जगाने नही दूंगा।' પંડિતજી ગર્જ્યા.

એટલે લોકોએ સોદો કર્યો: 'आपसे तो भाषण सुनेंगे, गांधीजीके दर्शन करेंगे।'

'हमारा भाषण सुनना होगा तो उन्हें आराम करने देना होगा।' પંડિતજીએ સામો દાવ લગાવ્યો.

લોકોએ ભાષણ સાંભળી લીધું. બાપુ પણ આ બધું સાંભળતા છતાં આંખ મીંચીને પડ્યા પડ્યા શરીરને આરામ આપવા પ્રયત્ન કરતા હતા. લોકોની શિસ્ત જોઈ કાકાનું મન પીગળ્યું. ગાડી ઊપડવાનો વખત થયો ત્યારે તેમણે બાપુને પૂછ્યું: 'જાગો છો?'

બાપુએ કહ્યું: 'અહીં ઊંઘવાનો તો પ્રશ્ન જ ક્યાં છે?'

'તો આ લોકો બહુ શાંતિથી વર્ત્યા છે. એમને દર્શન આપો.', પંડિતજી પણ સંમત થયા. ગાડી ઊપડી ત્યારે કાનપુરનું સ્ટેશન 'મહાત્મા ગાંધીજીકી જય'ના નાદે ગાજી રહ્યું.

બીજે એક સ્ટેશને પંડિતજીને પણ ભારે પડી ગઈ. ત્યારે દિવસ હતો. ગાંધીજી આ ડબ્બામાં બેઠા છે એ જોઈ એક જણ ગાડી ઊપડી ત્યાં સુધી બાજુમાં ઊભો રહ્યો, અને પછી ગાડી ઊપડતાંવેંત અમારા ડબ્બામાં ચડવા લાગ્યો.

પંડિતજી તડૂક્યા. 'इस डिब्बेमें मत चढो। इससे गांधीजी जा रहे हैं।'

પહેલાં તો પેલા ભાઈએ કાયદો બતાવ્યો — 'આ તો

સાધારણ ડબ્બો છે, ગમે તેને એમા બેસવાનો અધિકાર છે મારી પાસે પણ ટિકિટ છે'

પંડિતજી રાતાપીળા થઈ ગયા 'आप मुझ कानून सिखाना चाहते हैं। यह बताइये कि आप जानते थे कि नहीं कि इससे गांधीजी जा रहे हैं?'

પેતાએ મહેજ ઢીલા પડી કહ્યુ 'जी हाँ, जानता था।'

'तो इसलिये आप इस पर चढ़ कि नहीं?'

'जी नहीं। गाडी छूट रही थी इसलिये चढ़ गया था।

'सरासर झूठ! आपको नीचे उतार कर छोडूगा।' કહીને પંડિતજી એને શારીરિક બળે નીચે ઉતારવા મથતા હતા, પણ બાપુ વચ્ચે પડ્યા અને પેના માણસને ચડવા દીધા

પંડિતજીનો ગુસ્સો ઘણા વખત સુધી ઓછો ન થયો 'कैसे बदतमीज लोग होते हैं। गांधीजी के सामने झूठ बोलनमें भी इन्हे शर्म नहीं आती है।'

પલો છેવટ સુધી કહેતો રહ્યો કે અકસ્માત જ ચડ્યો છુ બીજે સ્ટેશને એ ઊતરી ગયો .

દિવસ દરમિયાન મુસાફરીમા સ્ટેશને સ્ટેશને ઓળખીતા લોકો બાપુને મળવા આવતા ઠેર ઠેર ફાળા કરતા,<br>ભોજન ને નાસ્તાની સામગ્રી પણ આવતી અમે લેભી નજરે 'કુલી ચાર્જ' તરફ જોઈ રહેતા!

પણ બાપુની લોભી નજર તે વખતે બીજી બાજુએ લાગેલી રહેતી સ્ટેશને સ્ટેશને તેઓ ભૂલ્યા વગર 'હરિજન ફાળા' સારુ પૈસા ભેગા કરતા બનતા સુધી આ પરપરા ૧૯૩૪મા એમની

'હરિજન યાત્રા' થી શરૂ થયેલી તે ઠેઠ છેવટ લગી ચાલી. બારીમાંથી બાપુ હાથ કાઢે ને ટપાટપ એ હથેલીમાં પૈસા પડવા માડે. અમે લોકો પણ હાથ કે રૂમાલ કાઢીએ. બાપુ સિવાય બીજા કોઈના હાથમાં લોકો પૈસા શા સારુ આપે તે મને સમજાતું નહિ. પણ અમે જોતા કે બધાના જ હાથ ભરાઈ જતા. કેટલીક વાર તો એક સ્ટેશને એમ એકઠું કરેલું પરચૂરણ ગણતા ગણતા જ બીજું સ્ટેશન આવી પહોચતું!

હુ ઘણી વાર વિચાર કરતો કે આ પૈસા આપનારા લોકો બાપુ શાને સારુ પૈસા માગે છે, એ સમજતા હશે? ઘેરે જઈને એ લોકો આભડછેટ નથી માનવાના? આમ પૈસા એકઠા કરવાથી હરિજનોનો શો ઉદ્ધાર થઈ જવાનો છે? પણ હુ જોતો કે આપનારાઓની આખોમા શ્રદ્ધા હતી. એ લોકો મહાત્માના દર્શને આવતા અને દર્શન સાથે કંઈક દક્ષિણા આપતા હતા. અલબત્ત 'હરિજન ફંડ' શબ્દ એ લોકો સાભળતા હશે. કેટલાક એ શબ્દનો અર્થ પણ સમજતા હશે પણ શ્રદ્ધાપૂર્વક આવનાર આ ટોળા એક વાત બરાબર સમજતા હોય એમ મને લાગતું એ લોકો એટલુ સમજતા કે ગમે તેટલા કામમા હોય તોપણ દેશના દરિદ્રનારાયણને બાપુ વિસારતા નથી. ઘણી વાર તો બાપુ એક બાજુ કઈક લખતા હોય અને બીજી બાજુ સ્ટેશન આવે ત્યારે લખવાનુ ચાલુ હોય છતાં એમનો બીજો હાથ બારીની બહાર નીકળી આવતો. તે વખતે તો તેઓ મોઢેથી માગતા પણ નહિ. અને છતા પૈસા એમના હાથમા ટપોટપ આવી પડતા. હિંદની જનતા એ સાક્ષાત્ દરિદ્રનારાયણની પૂજા કરતી હતી. ગરીબમા ગરીબ માણસ પણ દરિદ્રનારાયણના આ પ્રતિનિધિને નિહાળીને ત્યારે દાનવીર થઈ જતો. સદીઓની

ગુલામી, દારિદ્રય અને અજ્ઞાન છતાં હિંદની પ્રજામાં કંઈક ખમીર ટકી રહ્યું હોય તો તે તેની આ શ્રદ્ધાને લીધે છે.

એમ તો આખા દેશમાં પણ ખાસ કરીને આંધ્રમાં અને બિહારમાં એ શ્રદ્ધા મૂર્તિમંત પ્રગટ થતી. આંધ્રને સ્ટેશને એકઠાં થતાં હજારો માણસોનાં ટોળાંમાંથી કોણ હિંદીનો એક શબ્દ પણ જાણતું હશે? પણ એ જનતાને દર્શનથી જ પરમ તૃપ્તિ થતી.

બિહારની જનતા અલબત્ત હિંદી સમજતી, પણ ગાંધીજીના શબ્દો એ લાખો લોકોના કાન સુધી ઓછા પહોંચી શકવાના હતા? છતાં લોકો દિવસોના દિવસો સુધી ચાલીને બાપુની ગાડી જે રસ્તેથી પસાર થવાની હોય એ રસ્તાનાં સ્ટેશનો પર પહોંચી જતા. સાથે 'સત્તુ'ની પોટલી બાંધી હોય. ભૂખ લાગે તો એનો ફાકો મારી લે, અને પાછા 'ગાંધીજીકા બબુવા છવે હો રામ' બોલતા નીકળી પડે.

કોઈ વાર બિહારની ભીડથી ત્રાસીને કાકા ઉદ્ગાર કાઢતા: 'આ બધી તુલસીદાસજીની કરામત છે. એમણે રામાયણમાં રામ-દર્શનાર્થી ટોળાઓની સ્તુતિ ગાઈને લોકોને આવાં ઘેલાં બનાવ્યા છે'

હું હસતો: 'કાકા, આધુનિક કાળમા તુલસીદાસજીનુ એ કામ તમે જ કરો છો એ ભૂલી ગયા!'

ડબ્બામાં બેઠેલા લોકો હસી પડતા અને એ હસવાનુ પૂરું થાય તે પહેલા તો બીજુ સ્ટેશન આવ્યું જ સમજો.

ચંપારણ જિલ્લાનો એક પ્રસંગ કદી નહિ ભૂલું. તે વખતની અવધ-તિરહૂત રેલવે કાઠિયાવાડી બાપુની ગાડીને પણ સારી કહેવડાવે એવી. ગતે એમા કોઈ વાર બત્તી હોય તો નમીબદાર

કહેવાઈ એ. અને ગતિ એટલી કે માણસો એની સાથે સાથે દોડી શકે. જુવાનિયાઓનુ એક ટોળુ ગાડીની મંદગતિનો લાભ લેતું એની સાથે દોડતુ હતું. કેટલાક વળી ગાડીની છત પર ચડી જયઘોષ બોલાવતા હતા. નીચે દોડતા જુવાનિયા એ ઝીલતા હતા. અવારનવાર લોકો સાકળ ખેચીને ગાડીને ઊભી પણ રાખતા. એક વાર ગાડી વધુ લાગા વખત સુધી અટકી એટલે તપાસ કરવા સારુ કાકા નીચે ઊતર્યા તેઓ ખબર લાવ્યા કે ગાડી સાથે દોડતા એક જુવાનિયાને પાછળથી કોઈનો હડસેલો લાગ્યો ને તે ગાડીના પાટા પર જઈ પડચો. બીજાઓએ એને ખેચી લીધો, પણ ગાડીનુ એક પૈડુ એના પગ પરથી ફરી જ ગયું ગાર્ડના ડબ્બામા એને લેવામા આવ્યો હતો મુજફ્ફરપુરની હોસ્પિટલ સુધી એને લઈ જતા હતા. 'હુ એને મળી આવ્યો.' કાકાએ કહ્યુ: 'બને પગ ઉપરથી ગાડી ફરી ગઈ છે. ઘૂંટી પાસેથી લગભગ પૂરેપૂરા કપાયેલા પગ બચવાની તો હુ કઈ આશા નથી જોતો. લોહી પણ ઢગલો ગયુ છે છતા છોકરો ભાનમા હતો મે એની આગળ અફસોસ જાહેર કર્યો ત્યારે કહે: "એમા અફસોસ કરવા જેવુ શુ છે? ગાધીજીની ગાડી નીચે ચગદાયો છુ ને? એ અહોભાગ્ય ક્યાથી?"'

કાકાની આખમા ઝળઝળિયા હતા એ કહેતા હતા: 'એના જેટલી ભક્તિ આપણામા હશે?'

●

બાપુ સાથે જોડાયા ત્યાર પછીના એકવીસ વર્ષમાં કાકાએ બે વાર રજા ભોગવેલી: એક વાર ટાઈફોઈડની બીમારીને લીધે અને બીજી વાર બ્લડપ્રેશરની બીમારીને લીધે. બાકી એમના પિતાશ્રીના અવસાન વખતે પણ કામ તો કાકાએ ચાલુ જ રાખ્યું હતું. એકવીસ વર્ષ પછીની બીજી બીમારી વખતે વ્યવસ્થિત રીતે છુટ્ટી લઈને કામ સિમલા આરામ કરવા ગયેલા. ત્યાર પછીની ત્રીજી બીમારીમાં તો તેઓ મરણની છુટ્ટી લઈને ચાલ્યા ગયા. પણ આ બે અપવાદોને બાદ કરતાં પચીસ વર્ષમાં એમણે એકેય રવિવાર પાળ્યો નહોતો. દિવાળી હોળી કે ઉનાળાની રજા લીધી નહોતી.

૧૯૩૮માં મગનવાડીમાં એમનું લોહીનું દબાણ વધી ગયું અને કોઈ કોઈ વાર ચક્કર આવવા લાગ્યા. એનું પ્રત્યક્ષ કારણ તો એ હતું કે વર્ધાની ગરમીમાં કાકાને રોજ એક વાર વર્ધાથી સેવાગ્રામ જવા આવવાનું થતું. કોઈ કોઈ દિવસ એકને બદલે બે આંટા પણ થતા. તે દિવસે બાવીસ માઈલ ચાલવાનું થતું. વર્ધાની ગરમી ઉનાળામાં ૧૧૫ થી ૧૨૦ સુધી પહોંચી જતી.

આટલા શારીરિક પરિશ્રમ ઉપરાંત બાપુના કામનો બોજો તો કાકા જ વેઠારી શકે છેલ્લા દસપંદર વરસથી મે કાકાને રાજના પંદર કલાકથી ઓછુ કામ કરતા જોયા નહોતા મગનવાડીથી અમે સેવાગ્રામ રહેવા ગયા ત્યાર બાદ જવા આવવાનો વેગ બચી ગયો, પણ એટલા કામના કલાક ઉમેરાયા બધા કામમાથી પરવાર્યા પછી રાતે સૂતા પહેલા કાકાને કોઈ પુસ્તક વાચવાની ટેવ હતી વાચના બાબત તેઓ હમેશા અદ્યતન રહેતા એક વાલજીભાઈ દેસાઈ અને બીજા પ્યારેલાલજીને બાદ કરતા કાકા કરતા વધારે વાચનાર બાપુના આશ્રમમા બીજુ કોઈ નહોતુ

કાકાના કામમા બાપુની ટપાલ જોઈ, એમાના મોટા ભાગના પત્રોના જવાબ લખવા, બાપુ સાથે મુલાકાત કરવા ઇચ્છનાર જોડે વાતો કરીને બાપુનો સમય બચાવવો, બાપુની મુલાકાતોની નોધ લખવી, અને 'હરિજન' પત્રો સારુ લેખો લખવા કે અનુવાદ કરવા એટલા મુખ્ય ગણાવી શકાય અવારનવાર કોઈક પુસ્તક તૈયાર કરવાનુ કોઈ દૈનિક છાપાઓ સારુ લેખો લખવાના કે કોઈ સભામા ભાષણ કરવાનુ એ વધારાના કામોમા ગણાવી શકાય

બાપુ સાથેના કામનુ પ્રમાણ પણ અસાધારણ હતુ એ બધા કામને કાકા શી રીતે પહોચી વળતા એ જ એક આશ્ચર્ય હતુ મને લાગે છે કે એ આશ્ચર્ય પાછળ મુખ્ય કારણ હતુ બાપુ અને કાકા વચ્ચે સધાયેલુ અસાધારણ તાદાત્મ્ય એ સબધમા દાસ્યભક્તિ અને સખ્યભક્તિના લક્ષણોનો અજબ સુમેળ હતો ૧૯૧૫મા પહેલી વાર જ્યાર બાપુને મળવા

કાકા અમદાવાદ પાસે કોચરબ આશ્રમમાં ગયા ત્યારે જ બાપુએ એમના લખાણો વગેરે જોઈને કહેલું કે 'તમારું સ્થાન તો મારી સાથે છે' અને તે જ દિવસે એલિસબ્રિજ ઉપરથી પાછા ફરતા કાકાએ સ્વ શ્રી નરહરિભાઈ પરીખને કહેલું કે 'આખી જિંદગી કોઈના ચરણોમાં બેસીને ગાળવા જેવું લાગતું હોય તો તે આ પુરુષ વિનો લાગે છે' આમ પ્રથમ દૃષ્ટિએ જે તારા મૈત્રક રચાયેલું તે જ સંબંધ ધીરે ધીરે પરિપક્વ થતો એક મતા સુધી પહોંચેલો

કાકાનું વ્યક્તિત્વ બાપુ કરતા સાવ જુદું અને સ્વતંત્ર હતું બાપુનું વિભૂતિમત્વ સૂર્ય જેવું પ્રખર હતું, કાકાનું ચંદ્ર સમું શીતળ, બાપુ અનાસક્ત કર્મયોગી હતા, કાકા રસિક ભક્ત બાપુ હિમાલય સમા ઉચ્ચ અને ઉજ્જ્વલ હતા, કાકા ગંગા સમા કરુણાસભર પણ વ્યક્તિત્વની આટલી વિવિધતા છતાં બંને વચ્ચે આત્મિક અભિન્નતા આશ્ચર્યકારક હતી

કેટલાક દાખલા આપું સાહિત્યની દૃષ્ટિએ જોઈએ તો બાપુ વાસ્તવવાદી, શબ્દનાથુવ સમ્રાટ — એક શબ્દથી બનતું હોય તો બે શબ્દ ન વાપરનાર અને કાકા રૂઈક સ્વૈરવિહારી, ઉપયુક્ત અનંકારયુક્ત રસમય શૈલી ધરાવનાર છતાં લેખની શૈનીમાં કાકાએ બાપુની શૈલી શી હોય છે તે બરાબર જાણી લીધેલું 'હરિજન' કે 'હરિજનબંધુ'ના ઘણાય વાચકોના એવા અભિપ્રાય આનતા કે લેખની નીચે M K G. મો ક ગાં કે M D, મ દે વાચીએ નહિ ત્યાં સુધી અમને ખાતરી થતી નથી કે લેખ બાપુનો છે કે મહાદેવભાઈનો 'હરિજન' પત્રો સારુ જે કાંઈ પણ લખે તે બાપુને બતાવ્યા વિના

પ્રેસમા ન મોકલવાનો કામનો રિવાજ હતો બાપુ પણ એ લેખોને ચીવટથી જોતા અને જરૂરી હોય ત્યા સુધારાઓ પણ કરતા પણ ઘણીયે વાર એમ બનતુ કે જોઈ જવા સારુ આપેલા લેખો નીચે બાપુ પોતાની સહી કરી દેતા ને એ લેખ બાપુનો બની જતો ! ૧૯૪૨ના આદોલન પહેલા લખાયેલો An appeal to every Briton એ પ્રકારનો લેખ હતો અને બનતા સુધી An appeal to every Japanese પણ

બાપુ સાથેની ચર્ચામા વધુ વખત ગાળવો ન પડે એટલા સારુ રાજાજી, ભૂલાભાઈ અને કોઈ કોઈ વાર જવાહરલાલજી પણ કાકા સાથે ચર્ચા કરીને કામનો મોટો ભાગ પતાવી દેતા એ દિવસોમા ભાગ્યે જ કોઈ એવો દિવસ ગયો હશે કે જ્યારે સરદારનો ટ્રંક કોલ ન આવ્યો હોય 'કેમ, ડોસા શુ કહે છે?' કરીને વાત શરૂ થાય તે અચૂક ૭ મિનિટ પૂરી થાય ત્યા સુધી લબાય

કાકા શોર્ટહેન્ડ નહોતા જાણતા પણ એમની લખવાની ઝડપ અસાધારણ હતી કેટલાક શબ્દો તેઓ ટૂંકાવીને લખતા ખરા, પણ બાપુના બોલમાથી એકે શબ્દને એ ઝીલ્યા વિના રહેતા નહિ એક વાર બાપુ સાથે ચર્ચા કરવા કેટલાક અમેરિકન મિત્રો આવ્યા હતા કાકા એ વાર્તાલાપની નોધ પોતાની ઢબે લેતા હતા અને અમેરિકનો પૈકી એક બાઈ લઘુલિપિમા નોધ લેતી હતી બીજે દિવસે પેલી બાઈ અને કાકાએ પોતપોતાની નોધો મેળવી જોઈ બાઈ તો આભી જ બની ગઈ એ કહે 'You simply beat me hollow!' (તમે તો મને ખરેખરી માત કરી દીધી!)

બાપુના ભાષણોની નોધ લેતી વખતે કાકાને માત્ર નોધ લેવાનુ કામ જ નહોતું કરવુ પડતુ. બાપુ ભાષણ કરતી વખતે હમેશા મુદ્દાસર વ્યવસ્થિત રીતે બોલતા નહોતા. એમના ભાષણોમા સહજતા હતી, પણ ક્રમબદ્ધતા નહોતી. કાકા ભાષણ-ની નોધ કરતી વખતે જ એને વ્યવસ્થિત કરી લેતા. ફૈજપુર કોગ્રેસ વખતે તો બાપુના એક હિન્દી ભાષણની નોધ કાકાએ અગ્રેજીમા પ્રેસ ટેલિગ્રામના ફોર્મ પર કરેલી કે જેથી ભાષણ પૂરુ થતાવેત એને દુનિયા આગળ ધરી શકાય. કેટલીક વાર બાપુના નજીકના સાથીઓ પણ બાપુએ ભાષણમા ચોક્કસ શુ કહ્યુ એ કહી શક્તા નહિ. ત્યારે એ લોકો મનને મનાવતા 'મહાદેવભાઈની નોધ આવશે ત્યારે સમજાઈ જશે!'

આ તાદાત્મ્ય બધા જ સમજી શકતા એમ ન કહી શકાય. એક વાર એક પજાબી ભાઈને બાપુ સાથે મુલાકાત જોઈતી હતી. તેની સાથે વાત પતાવીને કાકાએ કહ્યુ કે, હવે તમારે બાપુને મળવાની જરૂર રહેતી નથી. પેલા ભાઈને એનાથી સતોષ ન થયો. બે વાર કાકા સાથે ચર્ચા કરી એ પાછો ગયો. પણ જતા જતા કોઈ આશ્રમવાસીને એ કહેતો ગયો કે 'હુ જરૂર મહાદેવભાઈને ગોળીથી ઠાર કરીશ!' આ સમાચારથી મારી બા જરા બીધેલી પણ ખરી, પણ કાકા તો ખડખડાટ હસેલા.

એક વાર બાપુ અને કાકાના તાદાત્મ્યનો એક અદ્ભુત કિસ્સો જોયો. બાપુ એમની કુટીની સામે ઊભા હતા. કાકા સાથે કાઈ વાતો ચાલતી હતી. એવામા એમને કાઈક લખાણ કરવાની યાદ આવી. એટલે કાકાને કહે 'મહાદેવ! લખો.' કાકાએ ત્યા જ ઊભા ઊભા લખવા માડ્યુ. બાપુ બોલે ને કાકા

લખે ડુ પડખે ઊભો જોતો હતો થોડી વાર પછી બાપુના બોલવા કરતા કાકાની લખવાની ગતિ વધી ગઈ એટલે કે બાપુ બોલે તે પહેલા જ કાકા તેઓ શુ બોલશે તેનુ અનુમાન કરીને લખવા લાગ્યા! વચ્ચે એક શબ્દ બાપુએ એવો લખાવ્યો કે જે કાકાએ નહોતો લખ્યો, એટલે કાકાએ બાપુને રોકયા

'બાપુ, થોભો મે તો આ ઠેકાણે બીજો શબ્દ વાપર્યો હતો અને તમે આ શબ્દ કેમ લખાવ્યો?'

બાપુએ થોડી રમૂજ અનુભની પણ તેઓ પણ શબ્દો બાબત જબરા આગ્રહી

'મહાદેવ, તમારાથી આ શબ્દ લખાય જ કેમ? મારા મોઢામાથી મે લખાવ્યો તે જ શબ્દ નીકળે'

અને પત્ર લખાવવામા જેટલો વખત ગયો એના કરતા વધારે વખત કયો શબ્દ બાપુની ભાષામા બધ બેસે એની ચર્ચા કરવામા ગયો બનતા સુધી છેવટે બાપુનો વાપરેલો શબ્દ જ રાખવામા આવ્યો, પણ મહાદેવે લખ્યો હતો તે શબ્દમા પણ તથ્ય હતુ એ બાપુએ સ્વીકાર્યું ત્યાર પછી જ! ●

## ૧૩. ભણસાળીકાકા

સેવાગ્રામ આશ્રમને કાકાએ એક વાર '<u>ગાંધીજીના પ્રાણીસંગ્રહ</u>' (ગાંધીજીઝ મિનાઝરી) તરીકે વર્ણવેલ. બાપુની આસપાસ હમેશાં ચિત્રવિચિત્ર લોકો હોય. કેટલીક વાર સરદાર વગેરે એ પૈકી કેટલાક વિશે ચીડ પણ વ્યક્ત કરતા. કાકા એમને હસીને જવાબ આપતાઃ 'બાપુ તો દાક્તર છે. દાક્તરની આસપાસ તો દરદીઓ જ હોય ને!'

બધા આશ્રમવાસીઓની બધી વિચિત્રતાઓ વર્ણવવાનું મારું પ્રયોજન પણ નથી ને ગજું પણ નથી. સાબરમતી આશ્રમમાં એક સજ્જન એવા હતા કે જે ગણીને ૫૫ રોટલીઓ ખાતા! ને ભૂલમાં ૫૮ અપાઈ જાય તો એ બૂમ પાડી ઊઠતાઃ 'तुम कैसे कंजूस हो! हमें भूखा मारना है?' અને ભોગજોગે ૫૬ રોટલીઓ અપાઈ જાય તો એ નાચી ઊઠતાઃ 'वाह, तुमने क्या हमको राक्षस समझ रखा है?' આમ એમની હાલત ભૂખે મરતા માણસ અને રાક્ષસની વચ્ચેના આછા પડદા સમાન હતી!

સેવાગ્રામમાં વળી બીજા એક સજ્જન એવા હતા કે જેમની સાથે મારે નીચેનો સંવાદ થયો હતો.

'क्योंजी, आजकल क्या प्रयोग चल रहा है?'

'प्रयोग तो हमारा कुछ न कुछ चलता ही रहता हैं। आजकल पानीका प्रयोग चल रहा है।'

'क्या, पानी उबालकर पीते है या जलचिकित्सा चल रही है?'

'नहीं भैया, खानेपीनेके प्रयोगके संबधमें चर्चा नही कर रहा। इस वार तो शौचके पानीका प्रयोग है।'

'माने?'

'माने शौचके लिये जो पानी व्यवहार करते हैं वह कैसे कम हो, इसका प्रयोग कर रहा हूँ।'

'अच्छा!'

'हां, घटाते घटाते पाँच तोले तक पहुँचा हूँ। अपने देशके अनेक भागोंमें पानीकी बडी कमी रहती हैं। इसमें अगर हम पानी बचा सकें तो '

મેં મારી બાલસુલભ ઉદ્ધતાઈનો લાભ લઈને ભાઈને વચ્ચેથી કાપ્યા 'हां, बैलोंको तो पानीकी जरूरत ही नही पडती।'

પરંતુ સેવાગ્રામના આશ્રમવાસીઓની તમામ વિચિત્રતાઓ છતાં એક વાત તેમનામાં સર્વસામાન્ય હતી — બાપુ પ્રત્યેની ભક્તિ એ એક તત્ત્વને લીધે જ તેઓ આશ્રમમાં ટકી રહ્યા હતા. અને એ તત્ત્વનું પરિણામ એ આવ્યું હતું કે તમામ આશ્રમવાસીઓમાં એક પરિવાર ભાવના જન્મી અને પાંગરી હતી આજે પણ ગમે તેટલે દૂર જઈ ચડેલા બે આશ્રમવાસીઓ ગમે

તેટલે ગાળે પણ મઝે છે ત્યારે વિખૂટા પડેલા સ્વજનો ભેગા મળ્યા હોય તેની આત્મીયતા ને ઉષ્મા અનુભવે છે.

વળી વિચિત્રતાઓની સાથે સાથે આશ્રમવાસીઓની વિશેષતાઓ પણ કાંઈ ઓછી નહોતી. એ પૈકી કેટલાકની સાથે રહેવું એ એક અપૂર્વ લહાવો હતો. આ આશ્રમવાસીઓ આઝાદીની લડાઈની બાપુની વાનરસેનાના સિપાઈઓ હતા, એમની શિવજીની જમાત જેવા હતા.

આ પ્રસંગે એક એવી વ્યક્તિની વાત કહીશ કે જે વિચિત્રતાથી ભરપૂર છતા વિશેષતાઓથી સભર છે. જે એમ તો પોતાની જાતને કયાંય છુપાવી રાખે છે, છતાં ઇતિહાસમા ઓછામા ઓછી એક વાર તો જેણે બ્રિટિશ સરકારને હંફાવી મૂકેલી. એ વ્યક્તિ તે આચાર્ય ભણસાળી — અમારા સૌના વહાલસોયા ભણસાળીકાકા.

એક દૃશ્ય ✓ કિલ્લે સોનગઢ ગામનુ એક અવાવરૂ મકાન. એમા અર્ધો ગાડા જેવો ને અર્ધો સાધુ જેવો દેખાતો માણસ પડયો છે. એક સમાજસેવક ત્યા જઈ ચડે છે

'ઓહો ! ભણસાળીભાઈ ! તમારા આ હાલ ?' જવાબમા ભણસાળીકાકા ગગન ગજાવતુ અટ્ટહાસ્ય કરે છે પણ મોઢે એક શબ્દનો ઉચ્ચાર નહિ. સમાજસેવક એમના બને પગેથી વીસ વીસ, પચીસ પચીસ કાંટાઓ કાઢી આપે છે અને એમને રૂવાડે રૂંવાડેથી પરુ ધોઈ લૂછી આપે છે. 'થોડા દિવસ અહીં જ વિસામો કરો.' પણ સાધુ ચલતા ભલા તેમા આના તો પગના કાંટા નીકળી ચૂકયા હતા.

'પણ તમે બોલતા કેમ નથી ?'

કાગળ પેન્સિલ લઈને ભણસાળીકાકા લખી આપે છે · 'બાર વરસનું મૌન છે'

'બાર વરસ!'

ભણસાળીકાકા આગળ કોઈ આંકડો નાનો તો હોય જ નહિ પહેલવહેલા ઉપવાસ કર્યા તો ૪૦ દિવસના, બીજી વાર કર્યા તો ૫૫ દિવસના અને તે પછી કર્યા એ તો દેશવિખ્યાત આષ્ટી ચિમૂર અત્યાચાર વિરુદ્ધના ૬૩ દિવસના!

૩વાડાના ઘા પોતાની જાતને થોરની વાડ પર ફેંકવાના 'પ્રયોગ'ને લીધે થયા હતા! ભણસાળીકાકા જઈ રહ્યા હતા સાબરમતી આશ્રમથી વર્ધા ભણી ૫૫ દિવસના ઉપવાસ દરમિયાન માનસિક અસ્થિરતા આવી ગઈ હતી. પછી હિમાલય સુધીનો પેદલ પ્રવાસ અને બાર વરસનું મૌન આરંભ્યું. દેશની વાસ્તવિક પરિસ્થિતિના દર્શન આ યાત્રા દરમિયાન થયા

હિમાલયથી પાછા ફરતા રાજસ્થાનના એક ગામડામા એમને ઉતારો મળ્યો એક કોઢમા રાતે ઢોરે પગસંચાર કર્યો ભણસાળીકાકાથી બોલાઈ ગયું 'કોણ?' અને તરત યાદ આવ્યુ કે, મૌનભંગ થયો ત્યારથી એ ફિકરમા હતા કે એવી કઈક યુક્તિ કરવી જોઈએ કે રાતે ઊંઘમા પણ મૌન તૂટે નહિ. યુક્તિ તો એમને તરત સૂઝી ગઈ, પણ એને અમલમા આણી આપનાર મળ્યો ઠેઠ દ્રાગવામા. એક સોનીએ ત્રાંબાના જાડા તારને ધખધખાવી એમના બંને હોઠોને 'સીવી'ને તાર વાળી આપ્યો! ભણસાળીકાકાએ પેલા ભાઈનો પાડ માન્યો એજ ભાઈએ મોઢામા એક બાજુથી ખોસીને પ્રવાહી પી શકાય એવી ભૂંગળી પણ બનાવી આપી તે વખતે ભણસાળીકાકા કાચો લોટ ને

કરવા લીમડાનાં પાન ખાતા લોકોને પાણીમાં ઓગાળીને ચૂસવાનું શરૂ કર્યું, અને લીમડાના પાન તો સહેલાઈથી લોકોના એક ખૂણેથી અંદર ખોસી દેવાતા સાબરમતીમાં બાપુ જોડે ભેગા થયા ત્યારે તેમણે ટેકનો તાર કપાવડાવી નાખ્યો એ દૃશ્ય બીજું

ત્રીજું દૃશ્ય મગનવાડીનું બાર વરસનું મૌન ચાલુ હતું પણ બાપુએ દલીલ કરીને ભગવાનનું નામ લેવાની છૂટ કરાવી હતી બગલમાં એક પછી એક અનેક વાર માખસિવારી થઈ હતી જેનારને નામ છૂટે એવી હતા ભણસાળીકાકાનો ગે ગિયો ચાલ તાર એવે એટલે બગલમાંથી લોહી કે પરુની પિચકારી છૂટે અને એ જોઈને ભણસાળીકાકા ખડખડાટ હસે ને એ હસવાને લીધે પાછી લોહીની પિચકારી છૂટે! એક વાર બાપુએ એમને નાગવાર નારુ સિવિલ હૉસ્પિટલમાં મોકલ્યા સિવિલ સર્જને બગલનું પરુ કાઢવા અંદર એક નળિયો ખોસી દીધો ભણસાળીકાકાએ એ વખતે પણ જોરથી અટ્ટહાસ્ય કર્યું! સિવિલ સર્જને બાપુને કહ્યું 'આવો દર્દી મેં તો જિંદગીમાં બીજો કોઈ દીઠો નથી બીજા પણ ક્યાં તમારે જોયા હો તો મને ખબર નથી'

બાપુ અને ભણસાળીકાકા વચ્ચે ચર્ચાઓ ચાલતી રહી બાપુ બોલે ને ભણસાળીકાકા લખે પછી એ ચર્ચાઓ પૂરતું મૌન તોડવાનું કબૂલ કર્યું અને છેવટે અમને લોકોને ભણાવવા પૂરતું પણ મૌન છોડવાનું કબૂલ કર્યું

મગનવાડીમાં કોઈ કોઈ વાર અર્ધી રાતે કે ધોળે દહાડે ભણસાળીકાકા જોરજોરથી બૂમ પાડી ઊઠતા 'પ્રભુ, પ્રભુ, પ્રભુ! નારાયણ, નારાયણ!' એમનો એ ધ્વનિ મેઘ સમાન ગંભીર હતો

એ ઉચ્ચાર કરતી વખતે તેમને રોમાચિત થઈ ઊઠતા કે ગદ્‌ગદ થઈ જતા અમે જોયા છે મારા કાકા માનતા કે ભણસાળી કાકાને ભગવાનના દર્શન થયા છે ભણસાળીકાકાએ એનો ઇન્કાર કર્યો નહોતો.

ચોથુ દ્રશ્ય સેવાગ્રામ ભણસાળીકાકા મને ભણાવવા બેઠા છે રેંટિયો ચાલે છે પાસે એક ટોપલો ભરીને ગાજર પડ્યા છે આખા દિવસમા ટોપલો ચવાઈ જાય છે કોઈ કોઈ વાર શિષ્ય પણ ગુરુનો પ્રસાદ પ્રાપ્ત કર છે। કોઈ વાર ગાજરને ઠેકાણે જામફળ હોય છે, કોક વાર એ બનેને ઠેકાણે સેપરેટ કરેલા દૂધની એક ડોલ ભરેલી પડી હોય છે પણ ભણસાળીકાકાના ભોજનની માત્રામા ઝાઝો ફેર પડતો નથી। વચ્ચે તેઓ ખજૂર ખાતા તેથી તેમને ભૂત દેખાતા એવી એમની ફરિયાદ હતી તેથી તે બધ કર્યું પછી લસણ શરૂ કર્યું લસણ એટલે એક કે બે કળી નહિ ખાસ્સી બસો નગુસો કળીઓ આખા ને આખા મૂઠા ભરીને બુકડા ભરી જાય। એમાથી માંદગી આવેલી અને મરતા બચેલા સરદાર એ દિવસોમા સેવાગ્રામ આવેલા પૂછે 'કેમ, ભણસાળી, જવાની તૈયારી કરતા તા કે શૂ ?'

'એની કૃપા અકળ છે

સરદાર હસીને કહેતા 'કોક વાર એની જોડે વાતો થાય તો આપણા ગમ રામ કહેજો'

આ જ દ્રશ્યનુ એક બીજુ પાસુ. સેવાગ્રામના એક હવાડામા છાતી સમાણા પાણીમા ભણસાળીકાકા બેઠા છે માથે એક પોણો મણ વજનનો પથરા ગોઠવ્યો છે!

'આ શો પ્રયોગ છે?'

'કંઈ નહિ. એ તો ધ્યાનની દૃષ્ટિએ ઠંડકની જરૂર લાગી. પહેલાં તો પગે દોરડું બાંધી કૂવામાં ઊંધે માથે લટકવાની ઇચ્છા હતી. ચીમનલાલભાઈએ (આશ્રમના વ્યવસ્થાપકે) કહ્યું કે બાપુની રજા લો. બાપુને કાગળ લખ્યો, પણ એમણે રજા ન આપી. મેં ફરી કાગળ લખ્યો કે કમમે કમ હવાડામાં બેસવાની તો છૂટ આપો. તે એમણે આપી છે.'

'પણ આ મણીકા શું કામ?'

'એ તો પહેલે દિવસે હવાડામાં બેઠો ત્યારે ઢોર આવીને પાસેથી પાણી પીતા. એમના શિંગડાના ભયે, ભૂલમાં કોઈ વાર શરીર ઊંચું ન થઈ જાય એટલા સારુ માથે વજન મૂક્યું છે.'

અલાહાબાદથી આવીને બાપુએ આ પ્રયોગ તરત બંધ કરાવેલો. ગમે તેટલો સખત આગ્રહ હોય, પણ બાપુની ના હોય તો ભણસાળીકાકા એની સામે દલીલ પણ નહિ કરતા.

વચ્ચે આશ્રમમા અમને કેટલાકને હડકાયેલ શિયાળ કરડ્યું. ભણસાળીકાકાને ફરી ફરીને ત્રણ વાર કરડ્યું પણ એમણે કોઈને કહ્યું પણ નહિ એ તો સદ્‌ભાગ્યે એમના હાથ પર ઘા દેખાયા એટલે ખબર પડી. પછી ઇન્જેક્શન લેવાની ના પાડી. પણ બાપુની આજ્ઞા થઈ એટલે કબૂલ્યું. પછી વર્ષો સુધી મોટરમા જવાની ના પાડી. પણ પહેલે દિવસે મોટરમાં જવાનું વળી પાછી બાપુની આજ્ઞાથી કબૂલ્યું.

બાપુ સાથે માત્ર એક વાર એમનો મતભેદ થતો મેં જોયે. છે. આશ્રમની એક બહેનને એની કાર્મિક નજરી ભૂલને લીધે બાપુ આશ્રમ છોડી જવાની સલાહ આપતા હતા. એ બહેન વિધવા

હતા. એમણે ભણસાળીકાકાને વાત કરી. ભણસાળીકાકાને લાગ્યું કે આ બાબતમા બાપુ તરફે અન્યાય થતો હતો. એમણે બાપુને નોટિસ આપી: 'તો હું પણ આશ્રમ છોડીને આ ચાલ્યો!' બાપુએ નમતુ જોખ્યું.

સમાજના નિર્બળ વર્ગ સારુ ભણસાળીકાકાનુ હૃદય ઝણઝણી ઊઠતુ. ગરીબને થતા અન્યાયને જોઈને ઘણી વાર તેઓ ઉશ્કેરાઈ ઊઠતા સ્વરાજ પછી એક વાર જ્યારે તેલંગણા નિમિત્તે સરકારે સામ્યવાદીઓની મોટા પ્રમાણમા ધરપકડ કરેલી ત્યારે તેમણે સરદારને કાગળ લખેલો કે, 'મને પણ પકડી લો. હુ અહિંસા-મા માનનારો સામ્યવાદી જ છુ.'

અને આષ્ટી-ચિમૂરમા સ્ત્રીઓ પર થયેલા અત્યાચારની કથની સાભળી એમનો પુણ્યપ્રકોપ પ્રગટેલો ને તેને લીધે ઉપવાસ આદરેલા એ તો ભારતના ઇતિહાસની અમર કહાણી છે. એ ઉપવાસમા પહેલા પદરેક દિવસ ભણસાળીકાકાએ પગપાળા મુસાફરી પણ કરેલી અને એ પદર દિવસ એમના ઉપવાસ નિર્જળ હતા પછીના ૪૮ દિવસ તેઓ પથારીવશ હતા. એક પછી એક દિવસ પસાર થતો જતો હતો ને '૪૨ના આદોલન પછી સરકારી માર ખાઈને મૂછિત થયેલી જનતા સળવળતી જતી હતી રેલના પાટા તોડવા, તાર કાપવા, ટપાલ-ની પેટીઓ બાળવાના કાર્યક્રમના જવાબ સરકાર પાસે હતા પણ એક વિશુદ્ધ નૈતિક મુદ્દા ઉપર એક સંત દ્વારા આરભાયેલા ઉપવાસના અમોઘ શસ્ત્રનો જવાબ નિષ્ઠુર સરકાર પાસે કશો નહોતો. આખરે એ પ્રસંગની તપાસની કબૂલાત કરી અને ભારતના નારીત્વનુ સ્વમાનરક્ષણ થયુ

# ૧૪. મૈસૂર ને રાજકોટ

દેશી રાજ્યોમા જવાબદાર રાજ્યતંત્રની લડત એ સ્વરાજ આદોલનનો એક ફાટો જ હતો. બાપુએ લાબા ગાળા સુધી એમા પોતે સીધા ન પડવાની કે રાષ્ટ્રીય મહાસભાને તેમા ન સડોવવાની નીતિ રાખેલી એના બે શુભ પરિણામો આવેલા એક તો એ કે કોગ્રેસ એકાગ્રતાથી પોતાની શક્તિ અગ્રેજ સરકાર સામે માડી શકી અને બીજુ એ કે ઘણા દેશી રાજ્યોમા પોતપોતાના આગવા એવા આદોલન થયા અને નેતૃત્વ વિકસ્યા સ્વરાજ પછી સરદારની ચતુરાઈ છડીથી સેંકડો દેશી રાજ્યો ભારત સાથે સહેલાઈથી જોડાઈ ગયા એના કારણો પૈકીનુ એક કારણ એ પણ હતુ કે બધા મહત્ત્વના દેશી રાજ્યોમા લોકલડત ચાલી ચૂકી હતી અને તેના નેતૃત્વ સાથે સરદારને સીધો કે આડકતરો સબધ હતો

પણ દેશી રાજ્યોના આદોલનોથી સાવ અળગા રહેવુ બાપુને માટે શક્ય નહોતુ અને તેમણે કાંઈ સાવ અળગા રહેવાની પ્રતિજ્ઞા પણ લીધી નહોતી આ રાજ્યોમા ચાલતા આદોલનના

સ્નાતકો નૈતિક દોરવણી માટે તો બાપુની જ પાસે આવતા અને મુશ્કેલીમાં ભેરુ પણ બાપુ જ થતા.

મૈસૂર રાજ્યમાં જવાબદાર રાજ્યતંત્રની લડાઈ વખતે પ્રજા પર અત્યાચારો થતા ત્યારે તેમણે બાપુ પાસે જઈને ધા નાખી. મૈસૂર રાજ્ય એટલે હિંદુસ્તાનમાં સૌથી આગળ પડતું રાજ્ય. વળી ત્યાં મિરઝા ઇસ્માઇલ જેવા કુશળ દીવાન. એ અત્યાચારોની વાતોને શાના માને? એમણે કહ્યું, 'આપ જ આવીને અમારા રાજ્યની સ્થિતિની તપાસ કરો.' બાપુએ તપાસ માટે કાકાને મોકલ્યા. કાકાના ટાઇપિસ્ટ તરીકે હું તેમની સાથે હતો.

બેંગલોર સ્ટેશને બે-ત્રણ 'કાર' અમને લેવા આવી. એક કારમાં કે. સી. રેડ્ડી, એચ. સી. દાસપ્પા, ભાષ્યમ્ આયંગર વગેરે પ્રજામંડળના આગેવાનો સ્ટેશને આવ્યા જ હતા, પણ બીજી કાર રાજ્ય વતી આવી હતી. દીવાનના પ્રતિનિધિએ કહ્યું કે, તમે તો રાજ્યના અતિથિ છો એટલે તમારી રહેવાની સગવડ રાજ્યના અતિથિગૃહમાં કરવામાં આવી છે.

હિંદુસ્તાનના સૌથી આગળ પડતા રાજ્યનું અતિથિગૃહ એટલે સગવડોની તો શી મણા હોય? એમેય બેંગલોર એક અત્યંત રમણીય શહેર છે. તેમાંય રાજ્યનું અતિથિગૃહ વિશેષ રમણીય સ્થાને હતું. અમારા ઓરડાઓ ફૂલદાનીઓથી શોભી રહ્યા હતા. ખાનપાનમાં પણ મણા નહોતી. આ બધું જોઈને સ્વભાવે સૌંદર્યના ઉપાસક કાકા હરખાતા હતા. પહેલે દિવસે જ દીવાન સાથે લાંબી વાતો થઈ. મિરઝા સાહેબની વાતોથી પણ કાકા ઉપર ઘણી અસર થઈ હોય એમ મને લાગ્યું. બપોરે કૉફી પીતાં પીતાં કાકા મારી આગળ મૈસૂર

રાજ્યની પ્રગતિનાં વખાણ કરવા લાગ્યા. મે એ બધાં સાભળી લઈને હાવકે મોએ કહ્યું: 'કાકા, તમારા પણ વુડ્રો વિલ્સન જેવા ઘાટ થવાના એમ લાગે છે!'

કાકાએ પૂછ્યું: 'એટલે?'

મેં કહ્યું: 'વુડ્રો વિલ્સન પ્રથમ વિશ્વયુદ્ધ પછી જ્યારે ઇંગ્લૅંડ ગયા ત્યારે લંડનમા તેમનુ અપૂર્વ એવું સ્વાગત થયેલુ અને પછી દેશભરમાં ઠેર ઠેર એમને આવકાર આપવામા આવેલો. માત્ર એ સ્વાગતના પૂરમા એમના ચૌદ મુદ્દાઓ વિસરાઈ ગયેલા એમ તમે જ મને નહોતા કહેતા? તેમ અહીં તમારું સ્વાગત તો ભવ્ય થતું લાગે છે, પણ તમે તપાસ કરવા આવ્યા છો, એ રખે ભૂલતા!'

કાકાએ કહ્યુ: 'વાહ, હવે તો તું મારો સલાહકાર થઈ ગયો ને!'

પણ સાચે જ કાકાએ મારી સલાહ માની ત્યાર બાદ એમણે મૈસૂર રાજ્યના વખાણ કે નિંદા ન કર્યા. ચૂપચાપ જોતા રહ્યા પછી તો આખા રાજ્યમા ફરવાનો કાર્યક્રમ ગોઠવાયો. રાજ્યની જાહેર સભાઓમા, ત્યાની જેલોમા, જાહેર અને ખાનગી મુલાકાતોમા એમણે જે અત્યાચારોની કથા — સરકારી અધિકારીઓની હાજરીમા જ અને એમની ઊલટતપાસ છતા — સાભળી એ તો સાભળતા કપારી છૂટે એવી હતી મને તો ત્યારે જ પહેલી વાર ખબર પડી કે સ્વરાજના આદોલન કરતા પણ જવાબદાર રાજતંત્રનુ આદોલન કેટલુ વધારે કપરું હતુ સ્વરાજના આદોલનમા વિરોધપક્ષે એક આધુનિક સરકાર હતી, જેને કાયદા અને ન્યાયનો દેખાવ તો કરવો પડતો હતો, જ્યારે

કઈ વ્યાખ્યા મુજબ પ્રગતિશીલ કહેવાય તે મને સમજાતુ નથી '

વર્ષો ગયા બાદ સાભળેલુ કે દીવાન સાહેબને આ જાહેરસભાનો અહેવાલ જરાય ગમ્યો નહોતો બાપુ સાથેના પત્રવ્યવહારમા કાકાની મુસાફરીને એકતરફી તરીકે વર્ણવ્યાનુ પણ સાભળેલુ પણ બાપુએ કાકાના અહેવાલને જ છેવટનો માનેલો અને મૈસૂરના અત્યાચારોમા નામીચા બનેલા કેટલાક અધિકારીઓને તો દીવાનસાહેબે પણ તરત જ પાણીચુ આપેલુ, એમ પણ મે પાછળથી સાભળેલુ

દેશી રાજ્યોની લડતમા બાપુ સીધા ભળ્યા રાજકોટમા એમા પહેલા પ્રવેશ કસ્તૂરબાએ કર્યો તેમણે મોટી ઉમરે નબળી તબિયતે રાજકોટ રાજ્યની જેલ પણ ભોગવી બાપુએ બે વાર રાજકોટમા ઉપવાસ કર્યા સરદાર તો આખા આદોલનમા પ્રત્યક્ષ માર્ગદર્શન કરાવતા જ હતા આ દિવસો દરમિયાન કાકા પોતાની નાદુરસ્ત તબિયતને કારણે દિલ્હીમા હતા પણ દિલ્હીમા રહ્યા રહ્યા પણ એમની ઉપર રાજકોટ આદોલન અગેનુ થોડુ ઘણુ કામ આવી જ પડ્યુ વચ્ચે મામલો તે વખતના ભારતના વડા ન્યાયાધીશ સર મોરિસ ગ્વાયરને સોપાયો એમને મળવા અને આખી વાત રજૂ કરવા કાકા ગયેલા ગ્વાયર ચુકાદો સપૂર્ણ રીતે પ્રજાની તરફેણમા આવ્યો, અને એને લીધે સહેજે આખી પ્રજામા આનદની લહેરખી ફેલાઈ વળી પણ તે વખતના દીવાન શ્રી વીરાવાળાએ મચક ન આપી બાપુને તેમણે કહ્યુ કે, તમારે મારી સાથે વાતચીત કરવી છે કે ગ્વાયર-ચુકાદાની ધાક મને બતાવવી છે? બાપુની સૂક્ષ્મ અહિંસાએ પ્રતિપક્ષીની આ દલીલને તરત જ માની લીધી એમણે કહ્યુ કે ગ્વાયર ચુકાદાને લઈને

હું કોઈનું હૃદયપરિવર્તન ન કરાવી શકું. મારે એવો કોઈ આશરો લીધા વિના જ દીવાનસાહેબ કે ઠાકોરસાહેબ સાથે વાટાઘાટો કરવી જોઈએ. એમણે ગ્વાયર-ચુકાદાને બાજુએ રાખવાનો નિર્ણય કર્યો. રાજ્યની પ્રજાને અને દેશને આ હકીકત સમજતાં થોડી વાર લાગી. એમને મન તો હાથમાં આવેલી જીત બાપુ જાણી જોઈને ફગાવી દેતા હોય એવું લાગ્યું. પણ બાપુને મન રાજકોટના આંદોલનનું તરત પરિણામ આવે એના કરતાં અહિંસાનો એમનો પ્રયોગ વિશુદ્ધ રહે એ વધુ મહત્ત્વનું હતું. અને તેથી જ તેઓ તેમાં ગ્વાયર-ચુકાદા જેવા બહારના દબાણને આવવા દેવા માગતા નહોતા. બાપુની દૃષ્ટિએ એ સાધનશુદ્ધિનો પ્રશ્ન હતો. સાધ્ય એ સાધકના હાથની વસ્તુ નથી, એ પરમેશ્વરના હાથની વસ્તુ છે. પણ સાધન એ સાધકના હાથની વસ્તુ છે, સાધકે એનો જ આગ્રહ રાખવો જોઈએ. બાપુએ છેવટ લગી એનો જ આગ્રહ રાખ્યો. સાધનશુદ્ધિના આગ્રહને લીધે હાથમાં આવેલા સાધ્યને જતું કરવાનું આ એક અનોખું ઉદાહરણ હતું. દેશના કેટલાક રાજકરણી પુરુષોને બાપુના આ પગલામાં રાજદ્વારી ડહાપણની કમી લાગી હતી. રાજકોટનું આંદોલન પણ બાપુના આ નિર્ણયને લીધે તરતોતરત ઝગઝગતી સફળતા પ્રાપ્ત ન કરી શક્યું એ વાત સ્વીકારવી જોઈએ. પણ બાપુના આ નિર્ણયે દેશી રાજ્યોની આખીયે લડતને એક નવું પરિમાણ (ડાયમેન્શન) આપ્યું, એક નવો ઓપ આપ્યો. દેશને ખૂણે ખૂણે નાનામોટાં દેશી રાજ્યોમાં સળવળતી પ્રજાના આગેવાનોએ જોયું કે આપણને જો મહાત્મા ગાંધીનું નેતૃત્વ ખપતું હશે તો આપણે આપણા આંદોલનને કાંચન જેવું શુદ્ધ રાખ્યે જ છૂટકો. રાજકોટની

લડત તો કાળક્રમે જિતાવાની જ હતી. ઇતિહાસના એ પ્રવાહ આગળ બ્રિટિશ સલ્તનત ન ટકી, તો બિચારા વીરાવાળાનું ગજું શું? પણ બાપુના પેલા પગલાએ આખા દેશના આંદોલનને એક સાત્ત્વિક ઓપ આપ્યો. રાષ્ટ્રના ચારિત્ર્યઘડતરમાં બાપુનો એ અનોખો ફાળો હતો. ●

## ૧૫. 'મારે એક સ્વામી બસ છે'

બાપુએ દેશ આગળ એકેય એવો રાજનૈતિક કાર્યક્રમ નહિ બનાવ્યો હોય કે જેને બીજે પાસે કાંઈક ને કાંઈક રચનાત્મક કાર્યક્રમ ન જોડાયો હોય. દેશમાં સ્વદેશી આંદોલન ચાલતું હતું અને તેની સાથે વિદેશી કપડાની હોળી કરવા સુધીનો કાર્યક્રમ આવેલો. બાપુએ એની સાથે ખાદી અને ગ્રામોદ્યોગના કાર્યક્રમ દ્વારા એવો રચનાત્મક કાર્યક્રમ આપ્યો કે આજે પચાસ વરસ પછી પણ દરિદ્ર ભારતની જનતા સારું એનું મહત્ત્વ ઓછું થયું નથી. અસ્પૃશ્યતાનિવારણ સાથે એમણે ગ્રામસફાઈનો કાર્યક્રમ આપ્યો. ઇતિહાસમાં ભાગ્યે જ કોઈ એવો રાષ્ટ્રનેતા પાકયો હશે કે જેની પ્રતિભા જીર્ણને તોડી પાડીને નવીનના નિર્માણ કરવાની બેવડી પ્રક્રિયામાં આટલી કુશળતાથી લાગી હોય.

એ જ રીતે ભાષાવાર પ્રાંતરચનાના રાજકીય કાર્યક્રમ સાથે તેમણે માતૃભાષા પ્રેમ અને રાષ્ટ્રભાષાના અનુરાગના રચનાત્મક કાર્યક્રમો આપ્યા. દુર્ભાગ્યે એમના સૂચવેલા રાજકીય કાર્યક્રમને તો હોંશે હોંશે ઉપાડવામાં આવ્યો, પણ એમણે

ઉપાડેના રચનાત્મક કામમા એની હોશ દેખાડવામા આવી નહિ
એ હોશ જો દેખાડાઈ હોત તો કદાચ આજે ભારતના ભાગ્યમા
ભાષાકીય તોફાનોના કલક લખાયા ન હોત

વરસો પહેલા જ બાપુએ દક્ષિણમા હિંદી પ્રચારનો આરભ
કરી દીધો હતો અશોકે જેમ બૌદ્ધધર્મના પ્રચાર અર્થે
સઘમિત્રાને મોકલી તેમ હિંદીના પ્રચાર અર્થે બાપુએ પોતાના
સૌથી નાના પુત્ર દેવદાસભાઈને મોકલ્યા એમણે દક્ષિણમા હિંદી
પ્રચારના નાખેલા બી આજે વૃક્ષ બની ફૂલ્યાફાલ્યા છે દક્ષિણ
ભારત હિંદી પ્રચાર સભાની એક મીટિંગમા પ્રમુખ તરીકે બાપુ
ને જવાનુ હતુ મદ્રાસમા દક્ષિણ ભારત હિંદી પ્રચાર સભાનુ
વાતાવરણ જેણે જોયુ હોય એ માની જ ન શકે કે એ કોઈ
અહિંદીભાષી પ્રાતમા આવ્યો છે નાનામા નાના બાળક પણ
શુદ્ધ હિંદીમા વાત કરતા એમેય તામિલ લોકો ભણવામા શગ
છે તેમા આમા તો બાપુની પ્રેરણા હતી બાપુના હાથે હિંદી
ભાષાના પ્રમાણપત્રો અપાયા એક નાનકડી બાળકીએ બાપુને
જે માળા પહેરાવી તે એમણે હસતા હસતા પાછી એ બાળકીના
ગળામા પહેરાવી બાપુના ભાષણની હિંદી કરતા પણ બાળકીની
હિંદી કાંઈ ઊતરે એમ નહોતી બાપુએ દક્ષિણવાળાઓને હિંદી
અને ઉત્તરહિંદના વાસીઓને દક્ષિણની કોઈ ભાષા શીખવાની
ભલામણ કરી તેઓ પોતે તો દક્ષિણ આફ્રિકામા ભારતીય
મજૂરો વચ્ચે કામ શરૂ કર્યું ત્યારથી તામિલ થોડીઘણી જાણતા
હતા મારા કાકાએ બાપુના ભાષણથી પ્રેરણા લઈ તામિલ
શીખવાનુ શરૂ કર્યું હમણા એમના તે વખતના તામિલ
શિક્ષક શ્રી અરુણાચલમે એ પ્રસગને યાદ કરી મને કહ્યુ 'એમ
તો મહાદેવભાઈ મારી પાસે તામિલ ભાષા શીખતા હતા પણ

તામિલ ભાષાની ખૂબીઓ ઘણીયે હું એમની પાસે શીખી શક્યો, અને ભાષા કેમ શીખવવી એ પણ મને એમણે જ શીખવ્યું એમ કહી શકાય.'

બાપુનો સુઝાડેલો ભાગ્યે જ કોઈ એવો રચનાત્મક કાર્યક્રમ હશે કે જે કાકાએ તરત ઉપાડી ન લીધો હોય. કાંતવા બાબતની કાકાની નિષ્ઠા તો અપાર હતી. ગમે તેવા કામમાં પણ એ અચૂક કાંતતા. છેવટના દિવસોમાં રોજ ૫૦૦ વાર કાંતવાનો એમણે નિયમ બનાવ્યો હતો. (એ કાંતે ત્યારે જ મને ભણાવવાનો સમય એમને મળતો.) ૧૫મી ઑગસ્ટ ૧૯૪૨ને દિવસે કાકા આગાખાન મહેલમાં ગુજરી ગયા. ૧૪મી ઑગસ્ટ સુધી એમણે રોજ ૫૦૦ વાર કાંતવાનો નિયમ પાળ્યો હતો.

રચનાત્મક કામ અને ભાષાની જોડનારી શક્તિ વિષે બાપુને કેટલી શ્રદ્ધા હતી તેનો એક દાખલો આપું. પોતાની છેલ્લી જેલ પછી માંદગીને લીધે બહાર આવીને તેઓ પંચગની ગયા હતા. તે વખતે બાપુ કાંતે ત્યારે હું રોજ એમની પાસે બેસીને એક કલાક સુધી એમને છાપાં વાંચી સંભળાવતો. એક દિવસ આપણા આજના રાષ્ટ્રપતિ, તે વખતના સર સર્વપલ્લી રાધાકૃષ્ણન બાપુને મળવા આવ્યા. તેમણે બાપુની પાસે મને જોઈને બનારસ યુનિવર્સિટીમાં આવીને એમની પાસે ભણવાનો આગ્રહ કર્યો. મેં સ્વરાજ ન મળે ત્યાં સુધી કોઈ સ્કૂલ કૉલેજમાં ન જવાનો મારો નિર્ધાર એમને કહ્યો. સર સર્વપલ્લીએ બાપુ આગળ પણ મારે વિષે વાત કરી હશે. એટલે બીજે દિવસે કાંતતી વખતે હું છાપાં લઈ બેઠો ત્યારે એમણે મને કહ્યું: 'આજે છાપાં નથી વાંચવાં. આજે તારા ભવિષ્ય વિષે વાત

કર. તેં રાધાકૃષ્ણનને ના પાડી એ તો યોગ્ય જ કર્યું. પણ ભવિષ્યમાં શું કરવાનો છે, એ તારે નક્કી કરી લેવું જોઈએ.' મેં તેમને કહ્યું કે: 'એને સારુ આખો કલાક આપવાની જરૂર નથી. ૫ મિનિટ બસ થશે.' ૫૫ મિનિટ સુધી મેં છાપા વાંચ્યાં. પછી મેં એમને કહ્યું: 'ભવિષ્યમાં શું કરવું છે એ મેં નક્કી કરી લીધું છે. આજે તમારા સાથીઓમાં કેટલાક રાજકારણમાં પડેલા છે અને બીજા કેટલાક રચનાત્મક કામમાં પડેલા છે. મને એ બંને એકાંગી લાગે છે. મારે એ વચ્ચેના પુલ થવું છે.' એટલું કહીને હું ચૂપ રહી ગયો. બાપુએ ત્રણ મિનિટમાં મને માર્ગદર્શન આપ્યું તેમાંય એકાદ મિનિટ તો મારી કદર કરવામાં કાઢી નાંખી. એમણે કહ્યું: 'તેં કલાકને બદલે પાંચ મિનિટ લેવાનું પસંદ કર્યું એ મને ગમ્યું. તેં જે નિર્ણય કર્યો છે એ પણ સરસ છે. એને સારુ બે કામ કરજે. એક તો ખાદીવિદ્યા સારી રીતે શીખી લેજે, અને બીજું હિંદની બધી ભાષાઓ શીખી લેજે. હિંદને જાણવા સારુ એ જરૂરી છે.'

દક્ષિણ ભારત હિંદી પ્રચાર સભામાંથી પાછા આવતા એક પ્રસંગ બનેલો તેની પણ અહીં જ નોંધ કરી લઉં.

મદ્રાસથી વર્ધા આવતાં વચ્ચે બેઝવાડા (વિજયવાડા) આવે છે. બે મોટા ડુંગરાઓની વચ્ચેથી વહી આવતી કૃષ્ણા નદી ત્યાં આગળ ભવ્ય રૂપ ધારણ કરે છે. આજે એના બંધ ઉપર વીજળીની બત્તીઓની ઝાકઝમાળ છે. તે વખતે ત્યાં કેવળ પ્રકૃતિનું અકૃત્રિમ સૌંદર્ય હતું. વિજયવાડા સ્ટેશન આવતાં પહેલાં વાત નીકળી. જમનાલાલજી તે અરસામાં રમણ મહર્ષિના

આશ્રમમાં જઈ આવ્યા હતા. એમણે આશ્રમના વાતાવરણની પવિત્રતા અને ત્યાંની શાંતિનાં બાપુ આગળ ખૂબ વખાણ કર્યાં. કોઈ પણ સાધુપુરુષનું નામ નીકળે એટલે કાકાનું હૈયું પાણી પાણી જ થઈ જાય. તેઓ ભક્તિપૂર્વક અને ઉત્સાહથી રમણ મહર્ષિ વિશે પૂછપરછ કરવા લાગ્યા. જમનાલાલજી, બાપુ અને કાકા ત્રણેને સમાન રસનો વિષય મળી ગયો. વાતવાતમાં બાપુએ સૂચવ્યું: 'તમે કાં ન એમના આશ્રમમાં જઈ આવો મહાદેવ!' કાકાનું અંતર હરખાઈ ઊઠ્યું. જમનાલાલજીએ એમને પ્રોત્સાહન આપ્યું: 'હા, હા, જરૂર એક વાર જઈ આવવા જેવું છે. અને તિરુવણ્ણામલય જવું હોય તો બેઝવાડાથી જ ગાડી બદલીને જાઓ એમાં સગવડ રહેશે. આટલે સુધી આવ્યા છો તો હમણાં જ જઈ આવો. પછી તમને ક્યારે ફુરસદ મળવાની છે?'

કાકાએ મને એમનો બિસ્તરો તૈયાર કરવા કહ્યું. ગાડી કૃષ્ણાના પુલ ઉપર આવી ચૂકી હતી.

જમનાલાલજી બાપુને કહેતા હતા: 'રમણાશ્રમ જેટલી શાંતિ તો મને આપના આશ્રમમાં પણ નહોતી દેખાણી.'

બાપુએ થોડી વારે કાકાને કહ્યું: 'તમે ત્યાંથી પાછા આવવાની ઉતાવળ ન કરતા. તમને પણ ત્યાં જમનાલાલજી જેવી જ શાંતિનો અનુભવ થાય તો ત્યાં ખુશીથી વધુ દિવસ રોકાઈ શકો છો. કામની કાળજી કરશો મા.'

સાવ સ્વાભાવિકપણે બાપુએ આ વાત કરી હતી. પણ કાકાને બાપુથી વધુ વખત છૂટા રહેવાનો વિચાર જ અસહ્ય લાગ્યો. એમણે મારી તરફ ફરી કહ્યું:

'બાબલા, બિસ્તરો છોડી નાખ.'

હું તો આભો જ બની ગયો. બાપુ પણ અચરજથી જોઈ રહ્યા. એમણે પૂછ્યું :

'કેમ મહાદેવ, બિસ્તરો શા સારુ છોડવાનું કહો છો ?'

'મેં જવાનો વિચાર માંડી વાળ્યો.'

'કેમ ?'

'મારે એક સ્વામી બસ છે.'

o

## ૧૬ પીડ પગાઈ

ઉનાળાના દિવસોમા સિમલા જવાનુ મળે તો કેમ ન ગમે? ખુશનુમા હવા, પહાડોની હારમાળા એક પછી એક આ નણી ખીણો તરફ રખડવા આમત્રણ કરે ધોળા ધોળા વાદળ અને ધોળા ધોળા પક્ષીઓની પક્તિઓ એમની સાથે આપણા મનને પણ ઊચુ કરી મૂકે

ઉનાળાના દિવસોમા ભારતની રાજધાની દિલ્હીથી સિમલા ખસી જતી શિયાળા ને ચોમાસામા ઉદાસીન પડી રહેતુ શહેર ઉનાળામા દરેક પ્રકારના વિદેશી નખરાથી ગાજતુ થઈ જતુ મોટા લાટની કોઠી (વાઈસ રિગલ લૉજ)ની સામે મોટા લાટના ઘોડી ગાર્ડ રોજ જોડા ઠપકારીને કવાયત કરતા થઈ જતા નીચે પોલોગ્રાઉડ પર રોજ રમાતી મનાગેથી ગોભના લાલ ઘોડા થનગની ઉઠતા અને સડકો ઉપર મેમસાહેબો પોતાના ડઝનબધી કૂતરાઓને લઈને આટાફેરા કરતી થઈ જતી એક એક કૂતરા પાછળ હિંદુસ્તાનના સાધારણ નાગરિકની આવક કરતા વધારે ખર્ચ થતુ ઉપર 'જેકો'ની ટેકરી ઉપર સહેલાણીઓ ચણા વેરી વેરીને સખ્યાબધ વાદરાઓને નચાવતા કોઈ ને

સ્વપ્ને પણ ખ્યાલ આવવા ન પામતો કે એક અતિશય દરિદ્ર રાષ્ટ્રની આ રાજધાની છે.

૧૯૩૯ના ઊતરતા ઉનાળામાં આ ઉનાળાની રાજધાનીમાં દરિદ્રનારાયણના પ્રતિનિધિ બાપુ જઈ પહોંચ્યા. એ જ ટૂંકી પોતડી, એ જ ટૂંકી ચાદર, એ જ સાદું તેજસ્વી મોં. અને સિમલાનો ચહેરો પણ જાણે બદલાઈ ગયો. એનો સાહેબી ઠાઠ ક્યાંય જાણે ક્યાં ગયો. અને ત્યાં પણ એનાં એ જ દર્શનોત્સુક ટોળાઓની ભીડ દેખાવા લાગી!

બીજા વિશ્વયુદ્ધમાં હિટલરની સામેની લડાઈમાં વાઈસરૉયે ભારતને ઇંગ્લંડના પક્ષમાં જોડાયેલું જાહેર કરી દીધું હતું. ભારતનું સ્વાભિમાન એને લીધે સ્વાભાવિક રીતે ઘવાયું હતું. બાપુના 'હરિજન'ના લેખો દ્વારા ભારતે એની સામે પોતાનો વિરોધ નોંધાવ્યો હતો. હિંદુસ્તાનમાં ત્યારે પ્રાંતોમાં લોકપ્રિય પ્રધાનમંડળો હતાં. ભારતનો નિર્ણય જાહેર કરતા તમારે આ પ્રધાનમંડળોની સલાહ તો લેવી હતી! પણ અત્યાર સુધી એકછત્રી રાજ ચલાવનાર અંગ્રેજ સરકારના પ્રતિનિધિને એ કેમ કરી સમજાય? આ બાજુ યુદ્ધ અંગેની નીતિ વિશે કૉંગ્રેસમાં પણ જુદા જુદા મત હતા. પણ બધા એ બાબતમાં સંમત હતા કે આ મહત્ત્વની બાબત અંગેની વાટાઘાટો બાપુ કરે. એટલા સારુ બાપુ સિમલા આવ્યા હતા.

વાટાઘાટમાં વચ્ચે પાંચસાત દિવસનો ગાળો પડ્યો. વાઈસરૉય તો અંગ્રેજ સરકારના પ્રતિનિધિ રહ્યા. એમનાથી બધા પ્રશ્નો અંગે છેવટના નિર્ણય લેવાય નહિ. કેટલીક અગત્યની બાબતો અંગે એમને વિલાયતના આદેશ સારુ રોકાવું પડતું.

ત્યાથી લિખિત આદેશ આવી જાય ત્યા સુધી વાગધારો મુનતવી રહેવાની હતી એકાદ અઠવાડિયા પછી તે ફરી પાછી ચાલુ થવા વકી હતી

અમે લોકોએ એક અઠવાડિયુ સિમલાની આસપાસની જુદી જુદી ટેકરીઓ સર કરી આનદના સમણા જોવા માડયા

પણ ત્યા તો બાપુનુ ફરમાન આવ્યુ 'બાધો બિસ્તરા પોટના'

'ક્યા જવુ છે?'

'ક્યા વળી શુ? પાછા સેવાગ્રામસ્તો'

પણ એક અઠવાડિયા પછી તો પાછી વાગધારા ચાલવા ની છે ને?' કાકાએ પૂછ્યુ

'હા, છેસ્તો પણ સેવાગ્રામમા બે દિવસ મળશે ને?'

'તે ત્યા એવુ મહત્ત્વનુ કયુ કામ છે?'

'પરચુરેની સેવા કરવાનુ કામ તો મહત્ત્વનુ ખરુ ને?' બાપુએ વળતા સવાલ પૂછ્યો કાકા નિરુત્તર થઈ ગયા

આ દયીબનુ મહત્વ સમજવા આપણે થોડા વરસ પાછા જવુ પડશે એક દિવસે સાજે સેવાગ્રામ આશ્રમમા કોઈએ આવી બાપુને કહ્યુ ગોશાળાની પછવાડે એક ફકીર જેવો માણસ સતાતો હોય તેમ ઊભા છે બાપુને ઓળખતો હોય એમ લાગે છે

બાપુ ગોશાળા આગળ પહોચ્યા, ત્યારે ફકીર જેવા જણાના માણસે દૂરથી જ સાષ્ટાગ પ્રણિપાત કર્યા એના મુખમાથી સસ્કૃત શ્લોકોમા વદના નીસરતી હતી

'અરે, આ તો પચ્ચુરે શાસ્ત્રી ! કહો, આમ ક્યાંથી ભૂલા પડ્યા ?'

પચ્ચુરે શાસ્ત્રી સંસ્કૃતના એક પ્રકાંડ પંડિત વચમાં સાબરમતી આશ્રમમાં થોડા દિવસ રહેલા પછી બનના સુધી પુનોની સંસાર વ્યવસ્થા ગોઠવી આપવા ક્યાંક બહાર ગયેલા ત્યાં ખબર પડી કે એમને કુષ્ઠરોગ લાગુ પડ્યો હતો

મનુષ્ય સમાજે પોતાના અજ્ઞાનને લીધે સમાજના જે કેટલાક વર્ગો પર હજારો વર્ષોથી અન્યાય કર્યો છે તે પૈકી એક વર્ગ તે કુષ્ઠરોગીઓનો હજારો વર્ષોથી આ રોગનો ઉલ્લેખ થતો સંભળાય છે અને દુનિયાના દરેક દેશમાં કુષ્ઠરોગીઓનો સદા તિરસ્કાર થતો રહ્યો છે આપણા દેશમાં પણ કુષ્ઠરોગીઓની હાલત બીજા દેશો કરતાં ચડિયાતી નથી સૌરાષ્ટ્રના કેટલાક ભાગોમાં તો કુષ્ઠરોગીઓને જીવતા સમુદ્રમાં નાખી દેતા હોવાનું સાંભળ્યું છે

પચ્ચુરે શાસ્ત્રી કહેતા હતા 'રોગ વધી ગયો છે સમાજ મને સંઘરવા તૈયાર નથી મરવાનો નિશ્ચય કરી ચૂક્યો છું છેવટના દિવસો આપના આશ્રમમાં આની આપની છાયામાં ગાળી શાંતિથી મરવા આવ્યો છું માત્ર બે રોટલાથી વધારેની જરૂર નહિ પડે અનુગ્રહ કરીને અહીં રહેવાની અનુમતિ આપો'

વૈષ્ણવજનનું હૈયું પરાઈ પીડ જોઈને કરી ઊઠ્યું તરત તેમણે કહ્યું 'મારા આશ્રમમાં રહેવાની તો તમને છૂટ છે જ, પણ મરવાની છૂટ નથી અહીં તમારી સેવા થશે અને તમને અહીં મરવા નહિ દઈએ

આ નિર્ણય કરતાં પહેલાં બાપુને પણ થોડો વિચાર કરવો

પડેલો કારણ એમને બીજા કાર્યકર્તાઓની લાગણીનો અને આપની ભાવનાનો પણ વિચાર કરવો પડ્યો હતો, પણ જોતજોતામાં બાપુની ઝૂંપડીની સામે, બીજી ઝૂંપડીઓથી સહેજ દૂર શાસ્ત્રીજી માટે એક નાનકડી ઝૂંપડી બંધાણી એક પાટ ઉપર શાસ્ત્રીજીની પથારી કરવામાં આવી એમના ખાવાપીવાની વ્યવસ્થા પણ એ જ ઝૂંપડીમાં થઈ

કુષ્ઠરોગ વિશે ઇતિહાસમાં જે આટલી ઘૃણા સેવાઈ છે તેનું મુખ્ય કારણ એ છે કે એને એક ભયાનક ચેપી રોગ માનવામાં આવતો. આધુનિક વિજ્ઞાને શોધી કાઢ્યું છે કે કુષ્ઠરોગ શીતળા કે ક્ષય રોગ જેટલો ચેપી નથી બાપુની દેખરેખ હેઠળ પરચુરે શાસ્ત્રીની વ્યવસ્થિત ચિકિત્સા શરૂ થઈ

સિમલાથી બે દિવસ ખાતર પણ બાપુ સેવાગ્રામ જવાનો આદેશ આપતા હતા કારણ કે એમને મન દેશની આઝાદી વિશે વાઇસરૉય સાથેની વાટાઘાટ અને એક કુષ્ઠરોગીની સેવા એ બંને કામના મહત્ત્વમાં કશો ફેર નહોતો બાપુની જીવનસાધનામાં વ્યક્તિગત ચિત્તશુદ્ધિ અને સામાજિક ક્રાન્તિ એ અવિભાજ્ય અને અભિન્ન હતાં તેથી જ તેઓ એક દર્દીની સેવા પણ રાષ્ટ્રસેવા જેટલી જ ભક્તિથી કરતા હતા આનું પરિણામ એ આવતું કે તેઓ જે કાંઈ પણ વ્યક્તિગત કામ ઉપાડતા તે સામાજિક મહત્ત્વનું થઈ જતું અને તેથી જ તેમનું વ્યક્તિત્વ ક્ષિતિજવ્યાપી થઈ જતું

કુષ્ઠરોગીઓની સેવા તો વળી પાછું એક સાંકેતિક કામ હતું એમાં સમાજના એક અત્યંત ઉપેક્ષિત વર્ગની સેવા હતી. સર્વોદયનો આરંભ અંત્યોદયથી થાય છે

ભારતમાં અત્યાર સુધી જે કાંઈ પણ કુષ્ઠરોગીઓની સેવાનુ કામ થયું હતુ તે લગભગ બધુ જ ખ્રિસ્તી મિશનરીઓ મારફત થયું હતુ. ખ્રિસ્તી મિશનરીઓએ એને ધર્મકૃત્ય માન્યું. અને તેથી કેટલાક મિશનરીઓએ તો કુષ્ઠરોગીઓની સેવામા પોતે તે રોગ વહોરી લઈ પ્રાણ પણ ગુમાવ્યા હતા. પણ ગેરખ્રિસ્તી લોકોએ કુષ્ઠરોગીઓની સેવા અપનાવી નહોતી. બાપુએ બીજા અનેક વિષયોની માફક આ વિષયની પણ પહેલ કરી. એમની અને વિનોબાની પ્રેરણાથી શ્રી મનોહર દીવાણે આ કામ સારુ જીવન સમર્પણ કરવાનુ નક્કી કર્યું. અને એમની સેવાઓને લીધે વર્ધા અને પવનારની વચ્ચે દત્તપુર નામના સ્થાને કુષ્ઠસેવાનો એક આશ્રમ ખડો થયો.

કુષ્ઠરોગીઓનો સ્પર્શ એ તો ભયાનક જ ગણાતો. પરંતુ બાપુએ પરચુરે શાસ્ત્રીની સેવાનું જે કામ માથે લીધુ હતુ તે એમને શરીરે માલિશ કરી આપવાનુ જ હતું!

પરચુરે શાસ્ત્રી સેવાગ્રામ આશ્રમમા આવ્યા ત્યારે જ એમની તબિયત અસાધ્ય થઈ ચૂકી હતી છતા સેવાગ્રામની સેવાચાકરી-થી વચમા એમની તબિયત થોડી સુધરી તે અરસામા તેઓ અમને લોકોને સંસ્કૃત પણ ભણાવતા બાપુ સેવાગ્રામથી બહાર રહેવા લાગ્યા ત્યાર પછી તેમની તબિયતમા પાછો બગાડો આવ્યો તેમને દત્તપુર ખસેડવામા આવ્યા ત્યા જ તેમનુ અવસાન પણ થયુ.

આમ બાપુ પાસે દરદીઓ તો હમેશા રહેતા જ વચમા એક વાર આચાર્ય નરેન્દ્ર દેવ ત્રણચાર માસ સારુ ઉપચાર માટે આવી ગયેલા વિનોબાના ભાઈ બાળકોબા તો ક્ષયના

રોગી હતા જ, પરંતુ તેમણે તેમાંથી ઊગરી જઈ પ્રાકૃતિક ચિકિત્સામાં જ પોતાનું જીવન સમર્પણ કર્યું અને કિશોરલાલભાઈ તો કાયમના બીમાર જ હતા પણ આ બધાની સેવાથી પણ ચડિયાતું પુણ્ય પરચુરે શાસ્ત્રીની સેવાનું હતું એમની સેવાનું બાપુનું કામ ભગવાન ઈસુખ્રિસ્તની તોલે આવે એવું હતું

●

## ૧૭. બા

મહાપુરુષોના જીવનમા તેમની અર્ધાંગિનીઓનો ફાળો એ ઇતિહાસના સંશોધનનો વિષય બની શકે એમ છે. એક તરફ રામાયણ તો રચાયું જ સીતાને લીધે, તો બીજી તરફ તુલસીદાસને વૈરાગ્યની પ્રેરણા એમની અર્ધાંગિનીએ આપી. પંડિત નેહરુના ઘડતરમા કમળા નેહરુનો ફાળો નાનોસૂનો નહોતો. એ રીતે જોઈએ તો બાપુના જીવનમાં બાનો ફાળો અનેક ગૃહસ્થોના જીવનમા એમની સ્ત્રીઓનો હોય છે તેવો જ, છતા પણ અસાધારણ હતો. એક કાઠિયાવાડી રજવાડાના દીવાનના ભણેલાગણેલા દીકરાની અભણ પત્ની તરીકે કસ્તૂરબાએ પોતાના લગ્નજીવનનો — અને એક રીતે જોઈએ તો પૂરા જીવનનો પણ — આરંભ કરેલો. આગાખાન મહેલમા તેઓ બાપુના સાન્નિધ્યમા ગુજરી ગયા ત્યારે તેમને વિશે બાપુએ કહ્યું : 'એ તો જગદંબા હતી ' આમ એક સાધારણ ભારતીય નારીએ એક જીવનકાળ દરમિયાન આટલી મોટી મજલ શી રીતે કાપી ? અલબત, મહાત્મા ગાંધી જેવાની પત્ની થવાની તક દરેક સાધારણ ભારતીય નારીને મળતી નથી અને કસ્તૂરબાના વિકાસમા સૌથી મહત્ત્વનુ કારણ એ જ હતુ કે

તેઓ નિત્ય વિકાસશીલ મહાત્માના પત્ની હતા પરતુ એ એક જ કારણ નહોતુ તેઓ સાચા અર્થમા મહાત્માના સહધર્મ-ચારિણી હતા અને મહાત્માની સાથે સાથે ધર્મનુ આચરણ કરવુ એ કાઈ નાનીસૂની વાત નહોતી મારા કાકાના શબ્દોમા કહીએ તો એ જ્વાળામુખીના મો પર રહેવા જેવુ કપરુ કામ હતુ

ભારતીય પુરાણો અને સાહિત્યમા પત્નીની જે શ્રદ્ધાવાન મૂર્તિ કલ્પી છે, તે શ્રદ્ધામયી, નિરભિમાન સતીના દર્શન આ કાળે બામા થતા બાની સો ટચની શ્રદ્ધાએ જ તેમને બાપુના સહ ધર્મચારિણી બનાવ્યા

પણ આ શ્રદ્ધાને લીધે તેમણે પોતાનુ સ્વતત્ર વ્યક્તિત્વ ગુમાવ્યુ નહોતુ અવારનવાર તેમણે બાપુને સાચે રસ્તે દોરવાનુ કામ પણ કર્યું હતુ દક્ષિણ આફ્રિકામા પોતાના હરિજન સહાયકના મળમૂત્રનુ વાસણ સાફ કરવા બા તૈયાર ન થયા તેથી બાપુ તેમને ઘરમાથી કાઢવા તૈયાર થયા તે વખતે 'તમે જરા લાજો તો ખરા, આ દૂર વિદેશમા મને ઘર બહાર કાઢવા કરો છો તે!' એમ કહી બાપુની સિદ્ધાતઆધળી આખોને દેખતી કરવાનો પ્રસગ તો બાપુએ જાતે જ આસુભરી કલમે પોતાની આત્મ-કથામા નોધ્યો છે અને ત્યાર બાદ આખુ જીવન બાએ પોતાની સ્વતત્ર અસ્મિતા જાળવી રાખી હતી બાપુ સાથે તેઓ અખડ તપ્યા હતા, બાપુ સાથે તેમણે નિરતર જીવનપરિવર્તન પણ કર્યું હતુ, પરતુ એ તમામ પરિવર્તનો સ્વેચ્છાપૂર્વકના હતા બાપુની સર્વધર્મ પ્રાર્થનામા તેઓ શ્રદ્ધાપૂર્વક ભળતા, પણ પોતે નિયમિત રીતે તુલસી ને પીપળાની પૂજા પણ કરતા બાપુનો વિશાળ પરિવાર બાની અદર પોતાની જનનીની પ્રતિ

છાયા ભાળતો, પણ બા પોતાના લોહીના સગા વિશે બાપુ જેટલા અલિપ્ત રહેતા નહિ

આ સબંધમા સૌથી આકરી કસોટી કરાવી હરિલાલકાકાએ (બાપુના જ્યેષ્ઠ પુત્રે) નાનપણથી તેમને અસંતોષ હતો કે બાપુએ તેમને ભણવાની પૂરી સગવડ આપી નહિ એટલે ત્યારથી જ તેમનો સ્વભાવ બાપુ સામે બંડ કરવાનો હતો ખાસ કરીને એમના પત્ની ગુલાબબહેન (જેવુ નામ તેવો સ્વભાવ હતો એમનો) ગુજરી ગયા ત્યાર બાદ હરિલાલકાકા જુદે મારગે ઊતરી ગયા સોબતની અસરને લીધે તેઓ કુમાર્ગે વળી ગયા આ બધાને લીધે બાને ભારે દુ ખ થતુ સારી પેઠે પ્રયત્નો છતાય હરિલાલકાકા પાછા ન જ આવ્યા વચ્ચે તેમણે ઇસ્લામ અંગીકાર કર્યો ત્યારે કસ્તૂરબાએ એમને નામે એક જાહેર પત્ર લખ્યો પણ હરિલાલકાકાએ એ કાગળ વિશે માત્ર એટલો જ અભિપ્રાય આપ્યો કે, 'આ કાગળ બાનો નથી, કોઈએ બાને નામે લખી આપ્યો છે'

પણ હરિલાલકાકાના મનમા ઊંડે ઊંડે બાને માટે કૂણી લાગણી હતી એ અંગેનો એક પ્રસંગ બહેન વનમાળા પરીખની 'અમારા બા' પુસ્તક સારુ મે નોંધ્યા હતો તે અહીં યાદદાસ્ત ઉપરથી ફરી નોંધુ છુ અમે અલહાબાદથી વર્ધા જતા હતા કટની સ્ટેશને લોકોની મેદનીમા બીજા સ્ટેશનો કરતા એક જુદો જયઘોષ સભળાયો 'માતા કસ્તૂરબાકી જય!' સ્વાભાવિક રીતે જ આ નવો જયઘોષ કરનાર તરફ અમારા સૌનુ ધ્યાન ખેચાયુ જોયુ તો હરિલાલકાકા! શરીર સાવ કથળી ગયુ હતુ આગલા દાત પડી ચૂકયા હતા વાળ ધોળા થયા હતા

ફાટેલા કપડાના ખિસ્સામાથી એક મોસંબી કાઢીને એમણે કહ્યુ : 'બા, આ તમારે સારુ લાવ્યો છુ.'

વચમા જ બાપુએ પૂછ્યુ : 'મારે સારુ કાઈ ન લાવ્યો?'

'ના, તમારે સારુ કાઈ નથી તમને તો મારે એટલુ જ કહેવુ છે કે બાના પુણ્યે જ તમે આટલા મોટા થયા છો, એ ભૂલશો મા.'

'એ તો છેસ્તો. પણ તારે હવે અમારી સાથે ચાલવુ છે?'

'ના, હું તો બાને મળવા આવ્યો છુ લો બા, આ મોસબી તમારે સારુ માગીભીખીને લાવ્યો છુ.'

બાએ મોસબી હાથમા લીધી પણ એટલાથી હરિલાલકાકાને સતોષ ન થયો. એમણે પૂછ્યુ : 'કેમ બા, આ મોસબી તમે જ ખાશો ને? ન ખાવાના હો તો મને પાછી આપો'

બાએ મોસબી ખાવાનુ વચન આપ્યુ. પછી એમણે પણ હરિલાલકાકાને બાપુ સાથે આવવાનો આગ્રહ કર્યો

બાને જવાબ આપતા હરિલાલકાકાની આખમા કરુણતા ઊભરાઈ આવી. 'સાથે આવવાની વાત તો હવે મૂકી જ દો. બા, હુ હવે આમાથી નથી ઊગરવાનો.'

ઝાઝી વાતચીત કરવાનો વખત જ નહોતો સીટી વાગી ગાડી ચાલવા લાગી. હરિલાલકાકા પાછી યાદ દેવડાવતા હતા : 'મારી મોસબી તમે જ ખાજો હો બા!'

ગાડી જરા આગળ ચાલી ત્યારે બાને થયું—'અરે, મેં તો બચાડાને કાઈ ખાવાપીવાનુય ન પૂછ્યું આપણી પાસે તો કરડિયો ભરીને ફળ પડ્યા'તા બીચારો ભૂખે મરતો હશે'

પણ ગાડી પ્લૅટફૉર્મ છોડી ચૂકી હતી  અમારા કાનમા લોકોના જયઘોષ વચ્ચે હજીય પેલો ક્ષીણ અવાજ અથડાતો હતો: 'માતા કસ્તૂરબાકી જય!'

મણિલાલકાકા દક્ષિણ આફ્રિકામા રહીને 'ઇન્ડિયન ઓપીનિયન' છાપુ સભાળતા. રામદાસકાકા રેશમી સ્વભાવના માણસ. ગાધીનો દીકરો છુ એમ કચાય ઓળખાણ આપે નહિ. નાગપુરમા રહીને એક સામાન્ય નોકરી કરીને તેઓ કુટુબ નિર્વાહ કરતા. દેવદાસકાકા 'હિન્દુસ્તાન ટાઇમ્સ'ના મૅનેજિંગ ડિરેક્ટર હતા  આમ બાના બધા દીકરાઓ બાથી દૂર હતા. પણ પૌત્ર પૌત્રીઓ બાની સાથે રહેતા  સાબરમતી આશ્રમમાં કાન્તિભાઈ, રસિકભાઈ અને મનુબહેન હતા  ઉપરાત છગનલાલ, મગનલાલ, નારણદાસ ગાધી(બાપુના ભત્રીજાઓ)ના અનેક બાળકો એ આશ્રમમા હતા  સેવાગ્રામમા રામદાસકાકાનો કનુ હતો પાછળથી ગાધી પરિવારના બાળકોમા જયસુખલાલ ગાધી (બાપુના પિતરાઈ ભત્રીજા)ની પુત્રી મનુ પણ હતી  આ બાળકોને લીધે બાનુ વાત્સલ્ય વિશેષભાવે પોષાતુ.

તે ઉપરાત બાપુના સગાઓ માના સગા થઈને આવતા તે જુદા  એક વાર મધ્યપ્રદેશના ખરે પ્રધાનમંડળમા હરિજનોને લીધા નહોતા તેથી કેટલાક હરિજનોએ બાપુના આશ્રમમા આવી 'સત્યાગ્રહ' કરવાનો નિશ્ચય કર્યો  એમના સત્યાગ્રહનુ સ્વરૂપ બાપુના સત્યાગ્રહ કરતા કાઈક જુદુ જ હતુ. બાપુ સત્યાગ્રહ કરતા ત્યારે અન્યાયની વિરુદ્ધ પોતાના પ્રાણ પાથરી દેતા. આ સત્યાગ્રહમા ઉપવાસ હતા, પણ મરણનો ભય નહોતો  વારાફરતી એક એક માણસે ૨૪ કલાક ઉપવાસ કરવાના હતા! એ

લોકોએ બાપુ પાસે સત્યાગ્રહીઓને સારુ આશ્રમમાં કોઈ જગા માગી બાપુએ એમને પોતે જ આશ્રમ જોઈને જગા પસંદ કરી લેવાનું સૂચન કર્યું એ લોકોએ બધાં ઘર જોઈ છેવટે બાના રહેવાના ઘરને પસંદ કર્યું ! બાની ઝૂંપડી બાપુની ઝૂંપડીની પડખે જ હતી આશરે ૧૨' × ૧૨' નો એક ઓરડો અને એક બાથરૂમ તે ઉપરાંત પ્રાર્થનાની જગા બાજુની દિશાએ ચારેક ફૂટ પહોળી ઓશરી એ મકાનની એક તરફ ઘણુંખરા આશ્રમવાસીઓને રહેવાનું મુખ્ય મકાન (આદિ નિવાસ) હતું બીજી તરફ બાપુની ઝૂંપડી અને બા નિવાસ વચ્ચે બાના ઉછેરેલા તુલસી મોગરાના છોડ હતા હરિજન 'સત્યાગ્રહી'ઓએ પોતાને આડા પડવા સારુ બાના ઘરનો મોટો ઓરડો અને ઓશરી પસંદ કર્યાં એટલે બાને ત્યારે બચ્યું માત્ર નાવણિયું

બાપુએ બાને પૂછ્યું 'કેમ, આ લોકોને તારો ઓરડો પસંદ છે, તો એમને એ આપીએ ને?' શરૂઆતમાં તો બાએ થોડી આનાકાની કરી બાપુએ 'સત્યાગ્રહી'ઓ વતી આગ્રહ કર્યો છેવટે બાએ કહ્યું 'એ તો તમારા દીકરાઓ છે, આપો એમને તમારી ઝૂંપડીમાં જગા !'

બાપુએ હસીને જવાબ આપ્યો 'પણ મારા દીકરા તે તારા દીકરા પણ ખરા કે નહિ?' અને બાએ નિરુત્તર થઈ પોતાનો ઓરડો 'સત્યાગ્રહી'ઓને સારુ ખાલી કરી આપ્યો આ 'સત્યાગ્રહ' થોડા દિવસ ચાલીને પછી બનતા સુધી નવા સત્યાગ્રહીઓને અભાવે આટોપાઈ ગયેલો પણ એટલા દિવસ એમણે બાની જગા પર પોતાનો કબજો જમાવેલો એમની રહેણીકરણીમાં ખાસ સફાઈ નહોતી પણ બા એ બધું સાંખી

લેતા એટલુ જ નહિ, પણ એમને જરૂર પડે ત્યારે પીવાનુ પાણી લાવી આપતા અને અનાગ્નવાગ ખબગ્અ તગ પૂછતા એક વાર પોતાના દીકરા તરીકે સ્વીકાર્યા પછી એ ગમે તેના ગાડાઘેના હોય તેની બાને શી પરવા? એમનુ કર્તવ્ય તો દીકરાઓની સ્નેહમય સેવા કરવાનુ જ હતુ

આશ્રમમા સાધારણ રીતે ભોજન વખતે પીરસવાનુ કામ બાપુ કરતા ભોજન અગેના એમના વિધવિધ પ્રયોગોનો પરિચય તેઓ મહેમાનને કરાવતા: 'આ ખાખગમા એક ચમચી જેટલો સોડા નાખેલો છે આ ચગણી શાની છે, ખબર છે? ખાશો ત્યારે સમજાશે. (કડવા તે લીમડાના ગુણ ન્હોય કડના!) લસણથી બ્લડપ્રેશર પર લાભ રહે છે' વગેરે. પીરસનામા બા પણ બાપુને સાથ આપતા પણ તેઓ માખણ, ગોળ કે બીજી કોઈ મીઠી ચીજ પીરસતા એમના પીરસણમા અમને બાળકોને વધુ રસ પડતો અને બાળકોને પીરસવામા એમને વધુ રસ પડતો! બહારથી કોઈક ભેટ આવી હોય તો તે પણ બા અમાગ સારુ સાચવી રાખતા પ્રવાસમા પણ અમને લોકોને પૂરતો ખોરાક મળ્યો છે કે નહિ એની ચિંતા બા રાખતા

નવુ નવુ શીખવા અગેની જિજ્ઞાસાવૃત્તિમા બાને સહેજે ઘડપણ આવ્યુ નહોતુ એક બાળકની ઉત્સુકતાથી તેઓ શીખવા તૈયાર હતા બાનુ અક્ષરજ્ઞાન સાવ સામાન્ય હતુ એને લીધે જ્ઞાનવિજ્ઞાનના દગ્વાજાઓ તેમને સારુ લગભગ બધ જેવા જ હતા બાપુના સગમા રહેવાને લીધે મોટુ ભણતર મળી શકે એ વાત સાચી પણ બાપુના સગમા રહીને પણ અનેક લોકોને એવા ને એવા જ જડ જેવા રહેતા મે જોયા છે પણ

બાનું તેમ નહોતું. સદા કાંઈક ને કાંઈક શીખવા એમનું મન તાજું રહેતું. એક વાર એમણે મને પાસે બોલાવીને પૂછ્યું: 'કેમ બાબલા, તારા હમણાં શાના શાના વર્ગો ચાલે છે?'

મેં એમને કહ્યું કે હું રાજકુમારી અમૃતકૌર પાસે અંગ્રેજી અને વિજ્ઞાન, ભણસાળીકાકા પાસે અંગ્રેજી વ્યાકરણ, મૉરિસ ફ્રીડમેન પાસે સુથારી અને ભૂમિતિ અને રામનારાયણ ચૌધરી પાસે હિંદી વ્યાકરણ અને રામાયણ શીખતો હતો. અંગ્રેજી, ગણિત વગેરે વિષયો એવા હતા કે જેમાં બાને બહુ ફાવે તેમ નહોતું. એટલે એમણે મને કહ્યું: 'તું મને રામાયણ ન શીખવે?' હું મૂંઝાયો. મેં એમને કહ્યું: 'મોટીબા, તમે રામનારાયણજી પાસે જ શીખોને! હું તો નવો નિશાળિયો છું.'

બા કહે: 'ના, ના, રામનારાયણજી પાસે વખત હોય ન હોય. અને મારે તો કોઈ ગુજરાતીમાં સમજાવે એવો જોઈએ. તું એમ કર, એમની પાસે જે શીખે તે સાંજે બેસીને મને શીખવતો જા. હું પણ નવો નિશાળિયો જ છું ને!' અને ત્યાર બાદ થોડા દિવસો સુધી રોજ સાંજે સિત્તેર વરસની આસપાસના મોટીબાએ પંદર વરસની આસપાસના બાબલા પાસે તુલસીકૃત રામાયણના પાઠો લીધા. બાપુ પણ વચ્ચે એકાદ દિવસ આ નાટક જોઈ ગયેલા અને પોતાના સ્મિત દ્વારા એમણે એમાં સંમતિ આપેલી. આજે પણ જ્યારે જ્યારે હું રામચરિતમાનસ ઉઘાડું છું ત્યારે ત્યારે માનસપટ પર જગન્માતા સીતાની સાથે જગદંબા કસ્તૂરબાની એ ભક્તિમય નિર્મળ મૂર્તિ વિરાજમાન થાય છે.

## ૧૮. બીજું વિશ્વયુદ્ધ અને વ્યક્તિગત સત્યાગ્રહ

બીજા વિશ્વયુદ્ધે દુનિયાના ઇતિહાસને એક નવો વળાક આપી દીધો. એની અસર સ સ્થાનવાદ તળે કચડાતા જગત-ભરના સ ખ્યાબ ધ સ્વાત ત્ર્યોત્સુક રાષ્ટ્રો ઉપર પણ પડી. અને તે બધામા ભાગ્તે જે નીતિ ગ્રહણ કરી એની અસર દુનિયાના અનેક પરત ત્ર રાષ્ટ્રો ઉપર પડી

શરૂઆતમા તો એક્રે સપાટે વાઇસરૉયે યુદ્ધમા ભારત પણ સાથી રાજ્યોની સાથે છે એવી જાહેરાત કરી દીધી. દેશના અગિયાર પ્રાતીય પ્રધાનમ ડળો પૈકી આઠમા ત્યારે કૉગ્રેસનુ વર્ચસ્વ હતુ. છતા આ અ ગે એમની સનાહ લેનામા આવી નહોતી. કૉગ્રેસ પ્રધાનમ ડળોએ એના વિરોધમા રાજીનામા આપી દીધા. એક શિસ્તબદ્ધ પક્ષ તરીકે એની શાખ આ ઘટનાથી વધી. પણ યુદ્ધની તૈયારીઓની અસર દેશ ઉપર ધીરે ધીરે થવા લાગી હતી યુદ્ધ વિશે કાઈ પણ વિરોધી ઉચ્ચારણ કરવુ એ ગુનો ગણાવા લાગ્યો હતો. વાણીસ્વાત ત્ર્યના મુદ્દા ઉપર બાપુએ યુદ્ધની સામે પડકાર કરવાનુ નક્કી કર્યુ. કેવો નિરાળો એ પડકાર! યુદ્ધની તોપોની સામે એમા એનાથી પણ વધુ મોટી તોપોનો

ગડગડાટ નહોતો. સ્વાતંત્ર્યને નામે લડતી સરકાર વાણીસ્વાતંત્ર્ય જેવા લોકશાહીના મૂળભૂત અધિકાર પર જે તરાપ મારે એની સામેનો આ નૈતિક પડકાર હતો. સત્યાગ્રહનું સ્વરૂપ સૌમ્ય હતું. દુનિયાને આવરી લેતા એક નૈતિક મુદ્દા ઉપર બાપુએ વ્યક્તિગત સત્યાગ્રહ ચલાવવાનું નક્કી કર્યું હતું.

પ્રથમ સત્યાગ્રહી તરીકે બાપુએ જ્યારે વિનોબાની પસંદગી કરી ત્યારે દેશવિદેશમાંથી પૂછપરછ આવી કે વિનોબા તે વળી કોણ છે. બાપુએ એમની ઓળખાણ આપતો એક લેખ લખ્યો તે પાછો એમની ઢબનો અનોખો જ હતો. એમણે વિનોબાનાં વખાણ કરતાં લખ્યું કે, 'તકલીની બધી સુપ્ત શક્તિઓ વિનોબા-એ શોધી કાઢી છે!' આવી ઓળખાણથી દુનિયાને શું સમજાય, કે સંતોષ થાય? કાકાએ એક બીજા લેખ દ્વારા વિનોબાની વધુ ઓળખાણ આપી. વિનોબા વિશે લખાયેલા ઉત્તમ લેખો પૈકી એક ગણી શકાય તેવો આ લેખ હતો. એ લેખના અંતમાં કાકાએ એવા આશયનું લખ્યું હતું કે આજે તો લોકો સત્યા-ગ્રહને લીધે વિનોબાનું નામ જાણે છે, પણ એમની કિંમત દુનિયાને પાછળથી સમજાશે. ત્યારે સત્યાગ્રહ વિનોબાના નામથી ગૌરવિત થશે.

સેલુ ગામમાં વ્યક્તિગત સત્યાગ્રહની પહેલી સભામાં છાપાના ખબરપત્રી તરીકે બાપુએ કાકાને મોકલ્યા. વિનોબાની ભાષણ કરવાની પદ્ધતિ પર કાકા એમેય આફરીન હતા. ભાષણ પૂરું થતાંની સાથે જ કાકાની નોંધ તૈયાર! પછીની સભા સેવાગ્રામમાં થઈ. બાપુના આશીર્વાદ લઈને વિનોબા સભાસ્થળે ગયા. બાપુ જાહેરસભામાં હાજર નહોતા રહ્યા. અમે બધા આશ્રમ-

વાસીઓ ગયા હતા. વિનોબા આજકાલ બોલે છે તેમા સહજતા હોય છે. ત્યારે તેઓ બોલતા તેમા વક્તૃત્વકળા વિશેષ હતી એમની વાક્ધારા અસ્ખલિત ચાલતી ગામડાના લોકો સમજી શકે એવા દાખલાઓ અને વાર્તાઓ પણ તે કાળે વિનોબાના ભાષણમા વધારે આવતા

વિનોબા અને તેમના પછી વ્યક્તિગત સત્યાગ્રહમા પકડાયેલા સત્યાગ્રહીઓને જેલમા મળવા પણ કાકા જ ગયેલા સેવાગ્રામમા બીજા નબરે પસદ કરવામા આવનાર સત્યાગ્રહી અગે કાકાને ખાસ સંતોષ નહોતો પણ એમની પસદગી પાછળ બાપુનો ખ્યાલ કદાચ એ હશે કે સામાન્યમા સામાન્ય માણસ પણ સત્યાગ્રહમા ભળી શકે છે એમ સિદ્ધ કરી આપીએ.

ત્યાર બાદ તો વ્યક્તિગત સત્યાગ્રહ પણ ઘણો વ્યાપક થઈ ગયો. ઠેર ઠેરથી હજારો લોકોએ યુદ્ધવિરોધી પ્રચાર કરવાના મનાઈ હુકમનો ભગ કરીને જેલમા જવા માડ્યુ આ સત્યાગ્રહીઓની નામાવલિમા છેલ્લી પસદગી બાપુ સારુ કાકાને કરવાની હતી એટલે રોજ એમની આગળ ઢગલાબધ નામો આવી પડતા અને એ નામો પૈકી જાણીતાઓને પોતાના પૂર્વઅનુભવ ઉપરથી અને અજાણ્યાઓને એમને અગેની આવેલી માહિતી ઉપરથી પસદ કે નાપસદ કરવાનુ કામ કાકા કરતા આ કામ સારુ છેવટ સુધી બાપુએ કાકાને પોતાને વ્યક્તિગત સત્યાગ્રહમા ભળવા નહોતા દીધા.

વ્યક્તિગત સત્યાગ્રહની આ ચળવળમા હિંદુસ્તાનના સાધારણ માનવીની અસાધારણતા અને અસાધારણ ગણાતા માણસની સાધારણતા એકી સાથે દેખાઈ આવી દેશને ખૂણે ખૂણેથી

સાત આઝરા લોકો દેશની ખાતર ઘરબાર, કારોબાર, ખેતીવાડી બધુ છોડીને જેલ જવા તૈયાર થતા અને આદર્શ સત્યાગ્રહીઓની માફક જેલજીવન વિતાવતા. ત્યારે બીજી બાજુ, શરમે, શરને, કે પોતાનુ નામ જેલ ગયેલાઓની યાદીમા દાખલ કરાવવા ખાતર જ 'સત્યાગ્રહી' બનેલા જણાતા અને મોટા ભાગના નેતાઓ જેલમા ગયા પછી સત્યાગ્રહીઓ તો ઠીક, પણ સાધારણ કેદી પાસે અપેક્ષા રાખી શકાય એટલી પણ મર્યાદા, સભ્યતા કે સસ્કારિતા ન દેખાડતા એ જોઈને કાકા અને બાપુના હૈયા ચિરાઈ જતા

સ્વરાજની લડાઈ શરૂ થઈ એ પહેલા દેશ તમોગુણમા સૂતો હતો બાપુ પહેલાના પચીસેક વરસમા આવેલા નેતાઓએ દેશને જગાડવા સારુ રજોગુણનો ઉપયોગ કર્યો બાપુએ એ રજોગુણને સત્ત્વગુણનો ઓપ આપ્યો પણ છતા, આદોલન પરથી રજોગુણની છાપ સાવ ઊડી ગઈ નહોતી દેશને સ્વતત્ર કરવો, અગ્રેજોને કાઢવા એ આખા દેશનુ સર્વસામાન્ય તત્ત્વ હતુ. એ તત્ત્વમા ભારોભાર રજોગુણ હતો. સત્યાગ્રહની પદ્ધતિએ 'અમારી લડાઈ અગ્રેજ રાજ સાથે છે, અગ્રેજ સામે નહિ' એમ કહીને એમા સત્ત્વગુણનો ઓપ ચડાવ્યો આ ઓપને દેશના લોકોએ પોતપોતાની મરજી મુજબ ઝીલ્યો કેટલાક સત્યાગ્રહીઓએ જેલમા મૂળ ઉદ્યોગ એકબીજાની હસ્તરેખાઓ જોવા કે છૂટવાની તારીખ અગે અટકળો કરવા કે શરતો બાધવાનો રાખ્યો તો બીજા કેટલાકે જેલને અધ્યયન કરવાને સારુ મળેલો એક લહાવો માની જ્ઞાનસાગરમા ડૂબકીઓ મારી. તો વળી ત્રીજા કેટલાકે જેલકાળ ચિંતન મનનની વેળા માનીને ઊંડુ ચિંતન કર્યું આવા અધ્યયન અને ચિંતનમાથી જ

૧૯૨૦થી ૧૯૪૭ સુધીનું ભારતનું ઉત્તમ વાઙ્મય લખાયું. એ વાઙ્મયની તુલના કંસના કારાવાસમા જન્મેલા કૃષ્ણ સાથે કરી શકાય એમ છે.

આમ ૧૯૪૦નો વ્યક્તિગત સત્યાગ્રહ અને ૧૯૪૨નું ભારત છોડો આંદોલન એ એક પ્રકારના સમુદ્રમંથન જેવાં આંદોલનો હતાં. એ આંદોલનોને લીધે ભારતનો માનવ મહાસાગર મથાયો. અને એમાથી જે ફળ નીકળ્યાં તેમાં અમૃત પણ હતું અને વિષ પણ હતું. આજે સ્વરાજ પછી વીસ વરસે આપણે બંને પ્રકારનાં ફળો ચાખી રહ્યા છીએ.

આ જ અરસાનો એક પ્રસંગ અહીં ટાંકી દઉં. બાપુ ત્યારે વાયવ્ય સરહદના એબટાબાદ ગામમા હતા. કાકાએ એક દિવસ મને આવીને કહ્યું: 'આજે તારે એક ઐતિહાસિક પત્ર ટાઇપ કરવાનો છે.' બાપુના અનેક પત્રોને ઐતિહાસિક મહત્ત્વ હતુ એ તો હુ જાણતો હતો. પણ છતા કાકા જાતે આવીને આમ પ્રસ્તાવના કરે તેથી એ પત્ર કેવો હશે એ જાણવાની ઉત્સુકતા વધી. પત્ર બાપુએ હિટલરને નામે લખેલો હતો. હિટલર એટલે તે કાળની હિંસક શક્તિનું પ્રતીક — તે કાળની ચરમ હિંસા. અને બાપુ અહિંસાના અનન્ય પૂજારી. વિશ્વને યુદ્ધ દ્વારા વિનાશના મોમા ન નોતરવાની પત્રમા આર્દ્ર હૃદયે અપીલ કરી હતી. યુદ્ધના વમળમા એ પત્ર હિટલર સુધી પહોચ્યો કે કેમ એ તો ઈશ્વર જાણે. પણ દૈત્યતુલ્ય જણાતા માનવમા પણ કિંચિત્ અંશ માનવતાનો હોય જ છે અને એ અંશ સુધી પહોચીને એને બદલી શકાય છે, પૃથ્વીનો કોઈ માનવ અસાધ્ય નથી એવી બાપુની સત્યાગ્રહી તરીકેની દૃઢ નિષ્ઠાનો એ

પત નક્કી હતો. આ પત અંગે જ્યારે છાપામાં વાત બહાર પડી ત્યારે ભારતના કેટલાક ગણ્યાગાંઠ્યા લોકોએ એને ગાંડપણ તરીકે ઓળખ્યો હતો. આજે ૨૫ વર્ષમાં જગતના સંદર્ભમાં એટલો ફરક થઈ ગયો છે કે તે કાળે આજીવન અહિંસાના પૂજારીની કલમે થયેલી શાંતિની અપીલ પણ ભારતના વિદ્વાનોને ગાંડપણ જેવી લાગતી, જ્યારે આજે કોઈ નાદાન માણસ પણ શાંતિ માટે અપીલ કરે છે તો લોકોને એ ફેંકી દેવા જેવી વાત લાગતી નથી. આ અર્થમાં આટલું સંદર્ભ પરિવર્તન થયું. બાપુની વિશેષતા એ હતી કે તેઓ ઓછામાં ઓછું પા સદી આગળ જોઈ શકતા હતા. ●

## ૧૯. આક્રમણ સામે અહિંસક પ્રતિકાર

સેવાગ્રામમા ટપાલ ઑફિસ થઈ ત્યાર પછી અમે મગનવાડી છોડીને સેવાગ્રામ રહેવા આવ્યા હતા ત્યા અમારે સારુ એક ઝૂપડુ બનાવવામા આવ્યુ હતું એ ઘર બાપુની ઝૂપડીથી સાવ પાસે હતુ. એક તરફ બાની ઝૂંપડી, વચ્ચે બાપુની ઝૂપડી અને બીજી તરફ અમારી ઝૂપડી બાપુ, બા અને મહાદેવભાઈની ત્રિપુટીની એ ઝૂપડીઓ દ્યોતક હતી આટલી પાસે ઝૂપડીઓ હોવા છતા અને કાકા લગભગ આખો વખત બાપુની જ ઝૂપડીમા ગાળતા તે છતા હુ કે મારી બા ભાગ્યે જ કોઈ વાર બાપુની ઝૂપડીમા જતા બાપુને વ્યક્તિગત રીતે કશીય તકલીફ ન આપવાની અમારી બન્નેયની વૃત્તિ હતી

કાકાનુ કામ ૧૯૪૨મા દિવસે દિવસે વધતુ જતુ હતું ઘણી વાર કાકા બપોરે ફરજિયાત આરામ લેવાનો પ્રયત્ન કરતા એમના ઓરડામા બારણુ વાસીને સૂવા જતા ત્યારે મને કહેતા 'બાબા, હુ જરા આરામ કરવા જાઉં છુ ભલો ભૂપ આવે તોપણ મને ઉઠાડતો નહિ' વળી પોતાની વાતને પાકી કરવા તેઓ કહેતા 'અરે, સાક્ષાત્ યમદેવ આવે તોપણ એમને

કહેજે કે ઊભા રહો, કાકા આરામમાં છે. હમણાં જાગશે નહિ એ હવા દઉં!'

એમની ચર્ચામાં મને રસ પડતો નહિ. એટલે એ વાતને ટાળવા પૂછતો: 'પણ કાકા, બાપુ આવે તો?'

એ પ્રશ્નથી કાકા નિરુત્તર થઈ જતા. બાપુ એમને બોલાવવા આવ્યા હોય ત્યારે એ સૂતા રહે એ કલ્પના જ એમનાથી થઈ શકતી નહોતી.

* * *

ઘરની કોઈ બાબત એવી નહિ હોય કે જે કાકા ને બા મારાથી છૂપી રાખતાં હોય. એમ તો એ બે જણને વાત કરવાનો વખત જ ઓછો મળતો નહિ. નાસ્તા વખતે કે જમતી વખતે જે થાય તે જ વાતચીત. પણ એ વાતચીત પણ બધી ખુલ્લી જ. દાખલા તરીકે [illegible] કાકાને બાપુ તરફથી દર મહિને નિયત રૂપિયા મળતા. એ નિયત રૂપિયામાં કેમ ચલાવવું એ ઘણી વાર પ્રશ્ન થઈ જતો. કોઈ કોઈ વાર ખેંચ પણ પડે ત્યારે કાકા કોઈ છાપામાં લેખ લખીને ઘરખર્ચમાં થોડી પુરવણી કરી લેતા. કોઈ કોઈ વાર વધુ કરકસર કરવાનો સંકલ્પ થતો. આવી ચર્ચાઓમાં કાકા અને બા મને પણ બેસાડતા. એનું પરિણામ એ આવતું કે ઘર ચલાવવામાં મારો પણ હિસ્સો છે એમ હું માનતો. અને થોડા દિવસ રમત દરમિયાન ચડ્ડી ફાટી ન જાય તેની કાળજી રાખતો! બાકી ખિસ્સાખર્ચ જેવું તો મારે કશું હતું જ નહિ. અને મને એની કદી ખોટ પણ જણાઈ નહોતી.

પણ એક દિવસ રાતે મેં બા અને કાકાને મારાથી છૂપી

રીતે વાત કરતાં સાંભળ્યાં. હું ઊંઘી ગયો છું એમ માનીને વાત ચાલતી હતી. પણ હું હજી પથારીમાં જાગતો જ પડ્યો હતો!

કાકાએ બાને પૂછ્યું: 'આજે બાપુએ કહ્યું તે સાંભળ્યું ને?'

બાએ કહ્યું: 'કેમ, આપણે સાથે જ બેઠાં હતાં ને!'

કાકા: 'તેં શો વિચાર કર્યો?'

બા: 'વિચાર વળી શો કરવાનો હતો? બાપુ કહે તેમ કરવાનું.'

કાકા: 'મરવાની તૈયારી છે?'

બા: 'તોપને મોંએ ચડવાનું હોય તો મરવું તો પડે જ ને? પણ બાળલાનું શું વિચાર્યું છે?'

વિષયવસ્તુ આમ હતી: બીજા વિશ્વયુદ્ધના આરંભ પછી સ્વાતંત્ર્યસંગ્રામની સાથે સાથે પરદેશી આક્રમણ સામે અહિંસક પ્રતિકારની ચર્ચાઓ પણ શરૂ થઈ ગઈ હતી. કોંગ્રેસ નેતાઓનો એક વર્ગ સ્વરાજ મળે તો યુદ્ધમાં સશસ્ત્ર સહાયતા કરવાના પક્ષમાં હતા. બાપુ આરંભમાં યુદ્ધમાં સાથી રાજ્યોના નૈતિક સમર્થનના મતના હતા. પણ પાછળથી તેમણે વિચાર બદલ્યો હતો. પોલેંડમાં હિટલરની વિરુદ્ધ બહાદુરીપૂર્વક હિંસક રીતે ચાલેલી લડાઈની તેમણે પ્રશંસા કરી હતી. કાયરતા કરતા હંમેશા તેમણે વીરોની હિંસાને પસંદ કરી હતી. પણ તેઓ પોતાને માટે અને પોતાના દેશને માટે એનાથી પણ વધુ ઊંચી વીરતાનો એટલે કે અહિંસક પ્રતિકારનો રસ્તો વિચારતા હતા.

જાપાની સેના જ્યારે ભારતની ભૂમિ ઉપર છૂટાછવાયા

બોમ્બ નાંખવા લાગી અને એમનાં લશ્કરો જ્યારે ઇમ્ફાલ-કોહિમા સુધી ચડી આવ્યા ત્યારે આ વિષય અંગે તેમણે એક લેખ લખ્યો હતો અને મીરાંબહેન સાથે તેમનો કેટલોક પત્રવ્યવહાર પણ થયો હતો. મીરાબહેન તે વખતે ઓરિસા ગયાં હતા. તેમણે ત્યાંથી બાપુને લખ્યું હતું કે જાપાની સેનાઓ ઓરિસાના દરિયાકાંઠે આવીને ઊતરી શકે એની વકી છે. એવા સંજોગોમાં તેઓ દેશવાસીઓને શી સલાહ આપે? જો દેશની સરકાર એમના સંચાલનમા હોય તો તેઓ શું કરે? બાપુએ બે પત્રો દ્વારા એમને વિસ્તારથી જવાબ આપેલો. એમાં તેમણે નિઃશસ્ત્ર પ્રજા અને સ્વેચ્છાપૂર્વક સૈન્ય-વિસર્જન કરી ચૂકેલી સરકાર દ્વારા વિદેશી આક્રમણના અહિંસક પ્રતિકાર અંગેની પોતાની કલ્પના વિગતવાર મૂકી હતી. આક્રમણના અહિંસક પ્રતિકારની બાપુની યોજનાને ત્રણ ભાગમાં વહેંચી શકાય: આક્રમણ પહેલાનો, આક્રમણ દરમિયાનનો અને આક્રમણ બાદનો. આક્રમણ પહેલા શુભેચ્છા, ભ્રાતૃભાવ, સેવા અને પ્રેમના પ્રતિઆક્રમણ દ્વારા હુમલાખોરને આવતો જ રોકવા પ્રયાસ કરવો; આક્રમણ દરમિયાન હુમલાખોરોનો અહિંસક સામનો કરવા અહિંસક સિપાઈઓએ તોપના મોમા ઓરાઈ જવું; અને છતા પણ હુમલાખોર ચડી આવે તો આખી પ્રજા દ્વારા એનો અહિંસક અસહકાર, બહિષ્કાર કે તે પ્રકારનો બીજો કોઈ પ્રતિકાર થાય એવી બાપુની યોજના હતી.

એ યોજના મુજબ જો વિદેશી આક્રમણ સામે તોપના ખોરાક (કેનન ફોડર) થવા સારુ જવું હોય તો ભારતમા એવી સેના તૈયાર થાય કે કેમ એ પ્રશ્ન હતો. બાપુએ એવી આશા વ્યક્ત કરી હતી કે એવા એક હજાર સૈનિકો પોતાને મળે તોપણ

તેઓ હુમલાખોરોનો અહિંસક સામનો કરવા તૈયાર છે. તે દિવસે બપોરે બાપુએ આશ્રમવાસીઓને બોલાવીને આ વાત કહી હતી. રાતે કાકા અને બાનો સંવાદ એને અંગે જ ચાલતો હતો.

બંનેને મૂંઝવતો પ્રશ્ન એક જ હતો. બાપુ જો હજાર સૈનિકોની માગણી કરે તો બંને તેમાં જોડાવા તૈયાર હતાં, પણ બાબલાનું શું? એમ પણ વિચાર કરી જોયો કે કાકા જાય ને બા રહી જાય, પણ તે વિચાર કાઢી નાખવામાં આવ્યો. અંતે બંને જણે એમ નિર્ણય કર્યો કે જો બાપુ એવી સેનાની માગણી કરે તો બંને જણ પોતાનાં નામ એમાં આપશે. 'બાબલો હવે સમજણો થઈ ગયો છે એની ચિંતા ઈશ્વર કરશે.' ●

## ૨૦. જમનાલાલજી

'૪૨-૪૩ના વર્ષ ભારતના ઇતિહાસની દૃષ્ટિએ ખૂબ ગાજતા વાજતા હતા. છેલ્લા પચાસ વરસમા નહિ અનુભવ્યા હોય એવા પરિવર્તનો દેશે એ વર્ષોમા અનુભવ્યા. બાપુના આશ્રમની દૃષ્ટિએ તો એ ફક્ત વધુ આકરી કસોટીઓવાળુ નીવડ્યુ. ૧૯૪૨ના ફેબ્રુઆરીથી ૧૯૪૪ના ફેબ્રુઆરી સુધીમા બાપુને પહેલા જમનાલાલજી, પછી કાકા અને છેવટે કસ્તૂરબાને ગુમાવવા પડ્યા. એક એકથી વધારે અગત સબધના લોક. એકેકથી ઊંડો આત્મિક સબધ. ભાગ્યે જ બીજા કોઈ બે વર્ષે બાપુને આટલા વ્યક્તિગત આચકા લાગ્યા હશે. સ્વાતત્ર્યસગ્રામના યજ્ઞની અતિમ આહુતિઓના એ વર્ષ હતા અને તેમા આ ત્રણ જણના બલિદાન પવિત્રતમ બલિદાન હતા.

જમનાલાલજીને બાપુના દરબારના નવરત્નો પૈકી એક ગણી શકાય. એમને વિશે બાપુએ લખ્યુ હતુ: 'બાવીસ વર્ષ પહેલાની વાત છે. ત્રીસ વર્ષનો એક નવયુવક મારી પાસે આવીને બોલ્યો: "તમારી પાસે મારી એક માગણી છે." મે

આશ્ચર્યથી કહ્યું: "માંગ, માંગ, મારાથી અપાય એવું હશે તો હું આપીશ."

'નવયુવકે કહ્યું: "તમે મને તમારા દેવદાસ જેવો ગણો." મેં કહ્યું: "જા, ગણ્યો. પણ એમાં તે વળી શું માગ્યું? ખરું જોતાં તો એમાં તેં આપ્યું અને મેં મેળવ્યું છે."

'એ નવયુવક જમનાલાલ હતા. એ કેવી રીતે મારા પુત્ર બનીને રહ્યા એ તો હિંદુસ્તાનવાસીઓએ કાંઈક પોતાની નજરે જોયું છે મારી જાણ મુજબ, હું કહી શકું એમ છું કે, આવો પુત્ર આજ સુધી કોઈને નહિ મળ્યો હોય.'

થોડા વખત પહેલાં જ જમનાલાલજીએ રાજકારણથી મુક્ત થઈ રચનાત્મક કામમા મન પરોવવાની પોતાની ઇચ્છા બાપુ આગળ વ્યક્ત કરેલી. તેઓ કોંગ્રેસ કારોબારીના સભ્ય અને મહાસમિતિના ખજાનચી હતા આ વખતે બાપુએ તેમને ગોસેવાનુ કામ ચીંધેલુ, જે એમને પ્રાણપ્રિય હતું.

જમનાલાલજી બાહ્ય રીતે જોતા બાપુ પાસે નાનામોટા જે મળવા આવે તે સૌનો પ્રેમભર્યો સત્કાર કરનાર યજમાન, એમના સંપર્કમા આવનાર વિશાળ સમુદાયના જુવાન છોકરા-છોકરીઓના વેવિશાળ જોડી આપી બાપુ પાસે નવી પદવી મેળવનાર 'શાદીલાલ', વર્ધા અને આસપાસની કંઝનબંધી સંસ્થાઓના સ્થાપક અને પોષક એક દૂરદષ્ટિવાળા સમજુ અને કુશળ વેપારી હતા. પણ આંતરિક રીતે તેઓ સજ્જન સંગતિના પિપાસુ, વૈરાગી, મુમુક્ષુ હતા. માણસની એમની પિછાણ કોઈ પણ ઝવેરીની ઝવેરાતની પિછાણને શરમાવે

તેવી હતી. બાપુ પાસેથી સાબરમતી આશ્રમમાથી વર્ધા લઈ જવા સારુ એમણે પસદગી કરી તો તે વિનોબાની, પોતાના ગાજદ્વારી કામમા સલાહકાર અને અંગત મંત્રી તરીકે તેમણે પસંદ કર્યા તો દાદાધર્માધિકારીને, રચનાત્મક કામોને સત્યનિષ્ઠ છતા વ્યાવહારિક સલાહ આપવા તેમણે પસદ કર્યા તો તે શ્રીકૃષ્ણદાસ જાજુને, અને પોતાની પડખે બજાજવાડીમા રાખ્યા તો કિશોરલાલ મશરૂવાળાને અને એ ઉપરાંત પ્રસિદ્ધિમાં આટવા મોટા નહિ એવા બીજા અનેક સેવકોને તેઓ વર્ધા ખેચી લાવેલા. તેઓ પોતે માનવના ઝવેરી હતા, પણ જેમને તેઓ ખેચી લાવ્યા હતા તેમની આગળ તેમની ભૂમિકા એક નમ્ર ભક્તની, સમજવા ઈચ્છનાર જિજ્ઞાસુની, એક જીવનસાધકની જ હતી. બાપુ પાસે જોડાયા ત્યારે તેમણે પોતાની તે કાળ સુધી એકઠી કરેલી સંપત્તિ રાષ્ટ્રને ચરણે ધરી દીધી હતી. પણ એ દાનના ગર્વનો લવલેશ પણ સ્પર્શ નહોતો. એ બાબતમા એમની ભૂમિકા જનક જેવી અનાસક્ત હતી.

બાપુએ જ્યારે સેવાગ્રામમાં જમનાલાલજીની બીમારીના ખબર સાભળ્યા ત્યારે તેઓ ત્યાથી વર્ધા આવવા નીકળી પડચા. તે વખતે પોતાની સર્પગંધાની દવા સાથે લઈને નીકળેલા. પણ દુર્ભાગ્યે બાપુ એમની પાસે પહોંચે તે પહેલા જ તેમનું પ્રાણ-પખેરુ ઊડી ગયુ હતુ પોતાના ખોળામા એમનુ માથુ લઈને બાપુ કહી રહ્યા હતા : 'ભાઈ, તૂ મેરા પાચવા પુત્ર બના થા, તો મુઝસે પહલે જાના તો તેરા ધર્મ નહિ થા.'

એમને સ્મશાને લઈ જવા કાઢચા ત્યારે એમના મુખ ઉપર જે શાતિ અને કાતિ મેં જોઈ તેવી જવલ્લે જ જેવા

મળે છે. આખું વર્ધા શહેર અને આસપાસનાં ઘણાં ગામડાના લોકો એમની સ્મશાનયાત્રામા ઊમટેલા એમનો દાહસંસ્કાર વર્ધાથી થોડે દૂર ગોપુરીમા 'શાંતિ કુટીર' નામના એમના મકાનના આગણામા જ કરવામા આવ્યો છેલ્લા થોડા વખતથી તેઓ બજાજવાડીનો પોતાનો બંગલો છોડીને ત્યા આવીને વસ્યા હતા.

એમના પત્ની જાનકીદેવી બજાજે તે વખતે જમનાલાલજી સાથે જ ચિતા પર ચડીને પોતાની જાતને વિસર્જિત કરવાની ઇચ્છા વ્યક્ત કરી. તેમને બાપુએ જમનાલાલજીનું ગોસેવાનુ અધૂરુ રહેલું કામ પૂરુ કરવા સારુ જીવવાની સલાહ આપી. તેમની પાસે બાપુએ એ આશયનો સંકલ્પ પણ કરાવ્યો. જાનકીદેવીએ પણ પોતાના હિસ્સાની પૂરી સંપત્તિ ગોસેવા સંઘને સમર્પણ કરી દીધી.

જમનાલાલજીની શોકસભામા વિનોબાએ કહ્યુ: 'જમનાલાલજી સાથે મારો ૨૦ વરસનો પરિચય હતો. પણ એમના મનની જેવી ઉન્નત દશા મે આ છેવટના સવાબે મહિનામા જોઈ એવી કદી નહોતી જોઈ મનની આવી ઉન્નત અવસ્થામા મૃત્યુ પ્રાપ્ત કરવુ બહુ દુર્લભ છે. જમનાલાલજી તે કરી શકયા એ વિચારીને મને એમના મૃત્યુથી દુઃખ નહિ આનંદ જ થયો છે. આવું પવિત્ર મૃત્યુ મેળવવાનો આપણે સૌ પ્રયત્ન કરીએ. જ્યારે આત્મા પોતાના સંકલ્પને શરીરમા પૂરો થતો નથી ભાળતો ત્યારે તે એ શરીરને ફગાવી દઈને સૌમા પ્રવેશ કરીને પોતાનુ કામ કરે છે.'

જમનાલાલજીની સાધુ પુરુષોની ખોજ સર્વોદય વર્તુળો

પૂરતી જ મર્યાદિત નહોતી. રમણ મહર્ષિના આશ્રમમાં તેઓ શાંતિ અનુભવતા. શ્રી આનંદમયી માની સાથે તેમનો ઊંડો આત્મિક સંબંધ હતો. મા આનંદમયીએ જમનાલાલજીના સ્વર્ગવાસ પછી થોડા દિવસે વર્ધા આવેલાં. બાપુ પાસે તેઓ સેવાગ્રામ આવ્યાં ત્યારે તેમણે સહજ વાતવાતમાં એમ કહી દીધેલું કે, '૭ મહિનાની અંદર અંદર તો હજી એક બીજા મહાપુરુષ જવાના છે.' કાકાએ આ સાંભળીને એમ માની લીધેલું કે આ વચન બાપુ અંગે જ કહેવાયું છે. તેથી તેઓ ખૂબ ઉદ્વિગ્ન હતા. અમારી આગળ પોતાની ચિંતા તેમણે વ્યક્ત પણ કરેલી. પણ અમને કે એમને ક્યાં ખબર હતી કે એ વચન એમને પોતાને જ લાગુ પડવાનું હતું!

બાપુએ 'ભારત છોડો' આંદોલનની વાતો શરૂ કરી ત્યારથી કાકાનું કામ તો વધી જ ગયું હતું. મુલાકાતીઓનો દરોડો હતો. પત્રવ્યવહારનો હમલો પણ વધી ગયો હતો. લેખો પણ વધુ લખવા પડતા. તેમાં અધૂરામાં પૂરું બાપુએ એમ કહ્યું હતું કે, 'આ વખતની જેલ બીજી કરતાં નોખી હશે. જેલમાં જઈને હું અનશન બને છોડવા માગું છું.' એને લીધે કાકાની ચિંતા ઓર વધી ગઈ હતી. કાકાને જેલમાં જતાંવેંત ઉપવાસ ઉપર ઊતરવાનો બાપુનો વિચાર જરાય રુચ્યો નહોતો. એમણે સેવાગ્રામમાં બેઠા બેઠા જ બાપુ સાથે એ અંગે પત્રવ્યવહારની ઝુંબેશ ચલાવેલી.

આ જ દિવસોમાં કાકાની તબિયત પણ સારી નહોતી રહેતી. આંદોલનના ભણકારા વાગતા હતા. એટલે બાપુએ કાકાને થોડો વખત આરામ કરી તબિયત સુધારવા સમજાવ્યા.

શ્રી ઘનશ્યામદાસ બિરલા કાકાને પોતાની સાથે નાશિક લઈ જવા તૈયાર થયા. એક અઠવાડિયાના આરામનો કાર્યક્રમ બન્યો. એમની સાથે અમે કોઈ જવાનાં નહોતાં.

વર્ધાથી ફોન આવ્યો કે મહાદેવભાઈને સ્ટેશન ઉપર ચક્કર આવી ગયા ને તેઓ રોકાઈ ગયા છે. બાપુએ સામેથી ખબર કહેવડાવ્યા કે એમને તત્કાળ સેવાગ્રામ પાછા લાવો. દરમિયાન કાકાને સિવિલસર્જન પાસે લઈ જવામાં આવ્યા હતા. તે દિવસે બાપુને મેં જેટલા વ્યાકુળ બનેલા જોયા છે એવા કદી જોયા નહોતા. રવિવારનો દિવસ હતો. દર રવિવારની સાંજે બાપુ મૌન લેતા, સોમવારની સાંજ સુધી એ મૌન ચાલતું. મૌનમાં ને મૌનમાં બાપુ પોતાના ઓરડામાંથી બહાર નીકળી પાસેની નાનકડી ઓરડી જ્યાં ટેલિફોન હતો, ત્યાં આવ્યા જતા. વારંવાર એ કાકાના ખબર પુછાવતા. અંતે કાકાને લઈને મોટર આવી પહોંચી. એમને સીધા અમારે ઘેર લઈ જવામાં આવ્યા બાપુ ત્યાં દોડી આવ્યા. કાકાને બાએ તૈયાર કરી રાખેલી પથારી પર સુવાડવામાં આવ્યા હતા બાપુએ એમનું માથું પોતાના ખોળામાં લઈ લીધું.

'કેમ મહાદેવ, હવે કેમ છે?'

બાપુએ મગનલાલકાકાના મરણ પછી પહેલી વાર પોતાનું મૌન ભંગ કર્યું.

'બસ, મારી ઇચ્છા પૂરી થઈ સ્ટેશન ઉપર તો એમ લાગતું હતું કે હવે આ ચાલ્યો એટલે જ મેં આગ્રહ કર્યો કે મારે નાશિક નથી જવું ને દવાખાનેય નથી જવું મરવું હશે

તો બાપુના ખોળામાં માથું મૂકીને મરીશ. તોય એ લોકો મને દાક્તર પાસે તો લઈ જ ગયા.’

બાપુ પોતાના ખોળામાં મામાનું માથું રાખી એને પંપાળતા રહ્યા. થોડાક મહિના બાદ, ૧૫મી ઑગસ્ટની સવારે, આગાખાન મહેલમાં મામા ગુજરી ગયા ત્યારે તેમનું માથું ખરેખર બાપુના ખોળામાં જ હતું. 

## ૨૧. ૯મી ઑગસ્ટ, ૧૯૪૨

૧૯૪૨ની આઠમી ઑગસ્ટે રાતે મુબઈના બિરલા હાઉસમા બે પ્રકારના મત પ્રવર્તતા હતા તે દિવસે સાજે બાપુ કોંગ્રેસ મહાસમિતિની બેઠકમા 'ભારત છોડો' ઠરાવ અગે ભાષણ આપી ચૂક્યા હતા કાકાનો મત એવો હતો કે આખા રાષ્ટ્રમા વીજળી નો સચાર કરનાર એ ભાષણ પછી સરકાર બાપુને વધુ વખત બહાર રહેવા દેશે નહિ, રાતોરાત જ પકડી લેશે બાપુએ એ ભાષણના છેવટના ભાગમા વાઈસરૉયને ૧૫ દિવસની મહેતલ આપી હતી એમણે કહ્યુ હતુ કે હુ વાઈસરૉયને છેલ્લો પત્ર લખીશ અને ૧૫ દિવસમા એમના તરફથી અનુકૂળ ઉત્તર નહિ આવે તો 'ભારત છોડો' આદોલનનો આરભ કરીશ બાપુનો મત એવો હતો કે સરકાર પદર દિવસ સુધી એમને નહિ પકડે જે સરકારને જાહેર રીતે ભારત છોડવાની તેઓ હાકલ કરી ચૂક્યા હતા, તેના પ્રતિનિધિ પાસે તેમને હજીયે એટની આશા હતી કે પદર દિવસની મહેતલની મર્યાદાને એ નહિ તોડે !

સભા પછી બિરલા હાઉસમા આવીને બાપુએ પ્રાર્થના કરી પ્રાર્થના પછી તેઓ તો નિશ્ચિત મને ઘસઘસાટ ઊંઘી ગયા

માન બે વ્યક્તિઓને ઊંઘ આવતી નહોતી તે વ્યક્તિઓ હતી કસ્તૂરબા અને કાકા મારી અને કાકાની પથારીઓ પડખોપડખ હતી બિરલા હાઉસના મોટા ઘડિયાળમા એમનો ટકોરો થયો

'કેટલા વાગ્યા મહાદેવ?' મોટીબાએ આવીને પૂછ્યુ

'એક વાગ્યો, બા'

'તમને શુ લાગે છે? બાપુને પકડશે?'

'મને તો એમ જ લાગે છે પણ બાપુ માને છે એમને નહિ પકડે બુદ્ધિ તો એમ જ કહે છે એ આઈ સી બી ના ભાષણ પછી સરકાર એમને બહાર નહિ રહેવા દે પણ કોણ જાણે ઘણી વાર બાપુની બુદ્ધિગમ્ય ન લાગતી હોય એવી વાતો સાચી પડે છે આ વખતે પણ એમ થાય તો કોણ જાણે?'

હુ વચ્ચે વચ્ચે ઊંઘ કાઢતો હતો પણ ઘડિયાળના ટકોરા સાભળીને વચ્ચે વચ્ચે જાગી પણ જતો હતો

બે ત્રણ ચાર

મોટી બા અને કાકા આખી રાત આ અંગે વાતો કરતા રહ્યા ચાર વાગે મોટીબાએ કહ્યુ 'બા, હવે તો બાપુની વાત સાચી પડે એમ લાગે છે મુબઈની પોલીસનો રિવાજ તો અર્ધી રાતે ચોરની માફક આવીને ધરપકડ કરવાનો છે હવે પો ફાટી એટલે કદાચ એમને નહિ પકડે પણ સરદારને તો જરૂર પકડ્યા હશે કાલનુ સરદારનુ ભાષણ એવુ સણસણતું હતું કે એમને તો એક ક્ષણ પણ બહાર રાખવા સરકારને પાલવે તેમ નથી ચાલો સરદારને ત્યા ટ્રેન કરીને ખબર કાઢી જોઈએ'

ફોન જોડાયો નહિ. લાઈન કાપેલી હતી. પાસેના બંગલા-માંથી ફોન કરવા સારુ સ્વામી આનંદ બહાર ગયા, પણ ફાટક-થી જ પાછા ફરી એમણે ખબર આપ્યા:

'આની પહોંચ્યા; યજમાનો આની પહોંચ્યા.'

બાપુને પકડવા સારુ આણવામાં આવેલું વૉરંટનું કાગળિયું કાંઈક અજબ પ્રકારનું હતું. એમાં બાપુ, મીરાબહેન અને કાકાને તો પોલીસ ઇન્સ્પેક્ટર સાથે જવાનો (એટલે કે ધરપકડનો) હુકમ હતો. પણ બા અને પ્યારેલાલજી સારુ એ જ કાગળમાં વિચિત્ર ફરમાન હતું. એમને વિષે લખ્યું હતું કે એ લોકો પણ જો આવવા માગે તો બાપુની સાથે આવી શકે છે, પણ જો ન આવવા માગે તો તેમને તેમ કરવાની પણ છૂટ છે.

આ જેલ છેલ્લી હશે એવો અંદાજ તો સૌ કોઈને હતો જ. છેલ્લી જેલમાં બાપુ સાથે રહેવાનું મળશે એ વિચાર મીરાંબહેન તો હરખાતા હતા. પણ બા આગળ ધર્મસંકટ આવીને ઊભું થયું એમણે બાપુને પૂછ્યું: 'આ હુકમનો અર્થ શો થાય?' બાપુએ અર્થ સમજાવ્યો, પછી તેમણે બાને પૂછ્યું: 'તારે કેમ કરવું છે?'

બા કહે: 'તમે જ કહોને!'

બાપુ: 'મારી ઇચ્છા પૂછે તો તો તું હમણાં મારી સાથે આવવાને બદલે આજે શિવાજી પાર્કમાં મારી જે સભા ગોઠવવામાં આવી છે, તે સભામાં મારા વતી ભાષણ કરીને અલગ પકડાય એમ હું ઇચ્છું. પણ તને મારી સાથે આવવાનું મન હોય તો તેની પણ તને મનાઈ નથી. સંભવ છે કે તને અલગ પકડે તો

પછી મારી સાથે ન પણ રાખે એ બધું વિચારી તારે નિર્ણય કરવો જોઈએ '

બાને સારુ ભારે કપરો પ્રશ્ન આવી પડ્યો એક બાજુ આખી જિંદગીનો સંબંધ હતો જેલમાં બાપુ બચશે કે કેમ એ પણ પ્રશ્ન હતો, ફરી બાપુને મળી શકાશે કે કેમ એ પણ પ્રશ્ન હતો, અને બીજી બાજુ બાપુની ઇચ્છા હતી

પણ મને આ વર્ણન લખતાં જેટલી વાર લાગી એટલી વાર પણ બાને આ અંગે નિર્ણય કરતાં લાગી નહિ એમણે તરત જ ગંભીર સ્વરે કહ્યું 'મારી ઇચ્છાનું પૂછો તો મને આ ટાણે તમારી સાથે રહેવું જ ગમે, પણ એથીય વધારે મને તમારી ઇચ્છા પૂરી કરવી ગમે, એટલે હું રોકાઈ જઈશ '

હું તો આભો બનીને આ સતીની તરફ જોઈ જ રહ્યો દ્વાપરમાં રામ અને સીતાને વિયોગનો પ્રસંગ આવ્યો ત્યારે રામે સીતાને જંગલમાં આવવાને બદલે મહેલમાં જ રોકાવાનો આગ્રહ કર્યો હતો, અને સીતાએ રામનો સાથ નહોતો છોડ્યો કળિકાળમાં બાપુ બાને આગ્રહ કોઈ જાતનો કરતા નથી નિર્ણય કરવાનું પણ એમની ઉપર છોડે છે અને ચમત્કાર તો એ છે કે બા બાપુની ઇચ્છા પૂરી કરવા એમનાથી અલગ રહેવાનું પસંદ કરે છે!

મેં કાકાનો સામાન બાંધવા માંડ્યો ઘણી વાર કાકાને હું કહેતો કે 'કાકા, તમે મૌલિક સાહિત્ય તો કશું લખતા જ નથી જે લખો છો તે બાપુનાં ભાષણના ઉતારા ને નહિ તો કોઈનાં પુસ્તકોનો અનુવાદ!' કાકા હમીને જવાબ આપતા 'મૌલિક લખાણ તું લખજે ' પણ પછી તેઓ એમ પણ કહેતા કે પાંચ

છ નવલકથાઓનુ કથાવસ્તુ તેમના મનમા તૈયાર હતુ કોઈ વાર લાબી ફુરસદ (એટલે કે જેલ) મળે તો લખી શકાય તે ઉપરાત ગુરુદેવ ટાગોરની ‘ગીતાજલિ’ના બધા ગીતોનો મૂળ સૂરમા ગુજરાતી અનુવાદ કરવાની પણ એમની ઇચ્છા હતી છેલ્લી વખતે શાતિનિકેતન ગયા ત્યાર તેમણે એમાના કેટલાક ગીતોનો ઢાળ જાણી લીધેલો આ બધાને લીધે બેતાળીસમા જ્યારથી લડતના ભણકારા વાગવા લાગ્યા ત્યારથી હુ બગાળી ‘ગીતાજલિ’ અને લખવાના પાચ છ કાગ પેડ મારી સાથે જ રાખતો એ લાવીને મે કાકાને પૂછ્યુ ‘આ પણ સામાનમા બાધુને? હવે તમને લખવાની નવરાશ મળશે’

પણ કાકાનુ મન એ બાબતમા ઉદાસીન હતુ એમણે કહ્યુ ‘કશો સામાન સાથે આપવાની જરૂર નથી બાપુના ઉપવાસ ડેમોક્લીસની તલવારની માફક માથે તોળાય છે એ ઉપવાસ કરશે તો સરકાર એમને આ વખતે મરવા પણ દે ખરી આ બધુ જોવા હુ જીવવાનો નથી હુ તો જેલમા એક અઠવાડિયુ * પણ જીવીશ કે કેમ તે જાણતો નથી તુ કશી લેખનસામગ્રી સાથે ન આપીશ’

મે કહ્યુ ‘તમે આવુ આવુ ન બોલશો’ કાકાએ કશો જવાબ આપ્યો નહિ

ઇન્સ્પેક્ટર શ્રી દેસાઈ સાથે નીકળતા પહેલા બાપુએ પ્રાર્થના કરી આખા વાતાવરણમા તે વખતે કાઈ ઓર ચમકારો હતો બાપુએ કહી દીધુ હતુ કે, તેમને પકડ્યા પછી દરેક ભારતવાસી પોતપોતાનો નેતા છે એમ સમજી અહિંસાને ધ્યાનમા રાખીને આદોલન ચલાવે આદોલન ટૂકુ અને

ઝડપી ('શૉર્ટ ઍન્ડ સ્વિફ્ટ') થશે એવી આગાહી પણ બાપુએ કરી હતી. એટલે અમારા સૌના મનમાં અજબ ઉત્સાહ હતો.

બધાં પોલીસ ઇન્સ્પેક્ટરની ગાડીમાં બેઠાં. કાકા બેસવા જતા હતા ત્યારે મેં કહ્યું: 'હવે તો આઝાદ હિંદમા મળીશું.'

એના જવાબમાં કાકાએ મારું મોં ચૂમી લીધું.

એમનું એ અંતિમ ચુંબન હતું.

# ૨૨. અગ્નિપરીક્ષા

આગાખાન મહેલમા ગયા પછી ૭ જ દિવસે કાકા ગુજરી ગયા એમના મરણ અ ગે તે વખતે સરકાર તરફથી અમને કોઈ ખબર આપવામા ન આવ્યા — અમે સેવાગ્રામમા છીએ એની જાણ સરકારને હતી તે છતા રેડિયોમા સમાચાર સાભળી મિત્રોએ અમને બીજે દિવસે, એટલે કે ૧૬મી ઓગસ્ટે ખબર આપી ત્યારે જ અમે જાણ્યુ જેલમા કાકા અચાનક ગુજરી ગયા તેથી દેશમા એમના મરણ અ ગે જાતજાતની અફવાઓ ઊડવા લાગી કોઈ કહે, સરકારે ઝેર આપ્યુ કોઈ કહે, વીજળીના આચકા આપ્યા અમે જાણતા હતા કે કાકાને હૃદયરોગની બીમારી હતી, અને અમને એ પણ ખબર હતી કે બ પુના ઉપવાસ અ ગે એમના મન ઉપર ભારે ચિંતાનો બોજ હતો, તેથી અમે કોઈ પ્રકારની અફવા માની નહિ મારા અને બાના જીવનને કાકાનો જ એક માત્ર આધાર હતો બ નેને પડેલી ખોટ પુરાય એમ નહોતી બ નેએ વરસો સુધી એમના વિરહની વેદના તીવ્રપણે અનુભવેલી પણ છતાય અમારા બ નેમાથી કોઈએ એક ક્ષણભર પણ અ ગ્રેજ સરકાર અ ગે કડવી લાગણીનો

અનુભવ કર્યો હોય એમ મને યાદ નથી. મારા મનમાં તો કાકા જેલમાં ગુજરી ગયા એને અંગે એક પ્રકારનો ગર્વ હતો. અંગ્રેજ સરકાર સામેની લડાઈનો એ એક દાવ (પાર્ટ ઑફ ધ ગેમ) જ લાગેલો. અહિંસક લડાઈની આ એક ખૂબી હતી.

કાકાની ચેહ બળતી હતી ત્યારે બાપુએ અમારે સારુ એક તાર કરાવેલો. તે તારનો મૂળ ખરડો અમને ત્રણ અઠવાડિયે સેવાગ્રામમાં પહોંચાડવામાં આવ્યો. એમાં 'મહાદેવ એક યોગી અને દેશભક્તનું મરણ પામ્યા' (મહાદેવ ડાઇડ યોગીઝ, પેટ્રિઑટ્સ ડેથ) એવું લખાણ હતું તેથી કદાચ એને પહોંચાડવામાં આટલો વિલંબ કરવામાં આવ્યો હશે. સરકાર તરફથી તો માત્ર એટલું જ કહેવામાં આવ્યું હતું કે, 'અમારી ઑફિસની ભૂલથી મોડું થયું છે, માટે દિલગીર છીએ.' આ ચોખવટથી મને જરૂર ચીડ ચડી હતી.

એ જ વખતે અમે બાપુ પાસે જવાની માગણી કરેલી. પણ અમને તેમ કરવાની પરવાનગી મળી નહોતી. કાકાના શરીરનો દાહ ક્યાં કરવામાં આવ્યો એને અંગે પણ અમને કોઈ માહિતી આપવામાં આવી નહિ, અને એમની ભસ્મ પણ અમને આપવામા આવી નહિ.

પણ કાકાનો અગ્નિસંસ્કાર આગાખાન મહેલના કમ્પાઉંડમાં જ કરવામા આવ્યો છે એની જાણ અમને થઈ ગઈ હતી. ત્યાર પછી રોજ બાપુ સવાર સાંજ એ સ્થાન પર જઈને ફૂલ ચડાવે છે એ પણ અમને ખબર પડી ગઈ હતી. લેડી પ્રેમલીલા ઠાકરસીના મકાન 'પર્ણકુટી' ઉપરથી દૂરબીન દ્વારા રોજ એ દૃશ્ય જોઈ શકાતું હતું!

બાપુએ જેલમાં ઉપવાસ શરૂ કર્યા ત્યારે ફરીથી અમે એમની પાસે જવા માગણી કરી. આ વખતે એ માગણીનો એવો જવાબ મળ્યો કે તમારે જો જવું હોય તો તમારે પણ કેદીની માફક રહેવું પડશે અને બહારની દુનિયા સાથેનો તમારો સંબંધ કપાઈ જશે. અમે એ શરત મંજૂર રાખી તેથી મારી બા, કનુભાઈ અને મને આગાખાન મહેલમાં જવાની છૂટ મળી.

મહેલમાં કમ્પાઉંડની આસપાસ કાંટાળા તારની અગિયાર ફૂટ ઊંચી વાડ કરવામા આવી હતી. મહેલની પૂના તરફની બાજુએ લાકડાની જાળી કરી દેવામાં આવી હતી. અને છોંતેર બંદૂકધારી સિપાઈઓ દિવસ રાત ખડે પગે મહેલની રખેવાળી કરતા હતા.

બાપુનો પલંગ મહેલની લાંબી ઓશરી ઉપર વચ્ચોવચ્ચ પાથરવામાં આવ્યો હતો. અમે બાપુને પગે લાગ્યા ત્યારે છ છ મહિનાથી મારી બાએ ખાળી રાખેલાં આંસુનાં પૂર ઊભરાઈ આવ્યાં. બાપુ કશુક બોલવા ગયા, પણ 'મહાદેવ...' એટલો એક શબ્દ બોલતાં જ એમનો કંઠ રૂંધાવા લાગ્યો. આંખમાથી ગંગાજમનાની ધારા ચાલી. તે દિવસે મેં પહેલી વાર બાપુને આંસુ સારતા જોયા. 'બાપુના ઉપવાસનો એ સાતમો દિવસ હતો. એમને તકલીફ ન પડે એ વિચારે બા તરત ત્યાથી ખસી ગઈ. ત્યાર બાદ એકવીસ દિવસ અમે આગાખાન મહેલમા રહ્યા, પણ બાપુ સાથે ભાગ્યે જ બોલ્યા છીએ. કાકાની ભસ્મ બાપુએ સાચવી રાખેલી તે તેમણે બાને આપી. શરૂઆતમાં કેટલાક દિવસ તો એ ભસ્મ એમણે પોતાને કપાળે પણ લગાડી એમ અમને પ્યારેલાલજી અને સુશીલાબહેને કહેલુ

પ્યારેલાલકાકા સાથે મારે અખંડ વાતો ચાલતી. મને તો ટેક ત્યારે જ સમજાયું કે ૧૯૪૨માં જે ભાંગફોડની પ્રવૃત્તિ ચાલી તેના પક્ષમાં બાપુ નહોતા. પ્રત્યક્ષ નહિ પણ મનથી તો હું આ બધી ભાંગફોડ પ્રવૃત્તિઓ સાથે હતો. મે પણ અંધારી રાતોમાં ખેતરોમાં ધારિયાવાળા લોકોની ટોળી સાથે એકઠા થઈને ટપાલના ડબ્બા બાળવાની યોજના ઘડી હતી. એમાંથી એક જણે મારી પાસે રિવૉલ્વરની માગણી કરી ત્યારે, અવશ્ય હું ચેન્યો હતો અને એને કહી દીધું હતુ કે અહિંસામા રિવૉલ્વરને સ્થાન નથી. પણ વ્યક્તિગત જાનમાલને નુકસાન કરવા સિવાય અહિંસામાં બધું કરી શકાય એમ હું પણ માનતો ટેલિફોનના તાર કપાવાના ખબર વાચીને હું હરખાતો હતો, ટ્રેનના પાટા ઊખડવાના સમાચારોથી હુ ફુલાયો હતો; બિહાર અને બલિયામા ભાંગફોડ પ્રવૃત્તિને લીધે થોડા દિવસ સુધી રાજ કબજે કરવામા આવ્યુ હતુ એમ જાણી મારી છાતી ગજગજ ફૂલી હતી મે પણ ભુરખાધારી ટોળીઓ સાથે સંપર્ક સાધવા પ્રયત્ન કર્યો હતો. મુબઈમા અનેક મકાનો ફરી ફરીને શ્રી અચ્યુત પટવર્ધનને હુ મળ્યો હતો ગુપ્તપણે મે પત્રિકાઓ પણ કાઢી હતી. અને આ બધામા હુ બાપુના આદેશનુ પાલન જ કરુ છુ એમ મેં માન્યુ હતુ. આ બધી વાતો મે પ્યારેલાલકાકાને કહી એમણે એ બધી ધીરજપૂર્વક સાભળી લીધી ધીરજ જ માત્ર નહિ, સહાનુભૂતિપૂર્વક સાભળી લીધી. અને પછી ધીરે ધીરે કોઈ પણ પ્રકારના માલને નુકસાન કરવુ એ હિંસા શી રીતે ગણાય, ગુપ્તતા એ અહિંસક આદોલન સારુ કેમ નુકસાન કરનારી છે એ સમજાવતા ગયા. આ બધી વાતમા મુખ્ય વાત એ હતી કે બધી હિંસાનો આરંભ સરકારે કર્યો હતો, અનેક પ્રકારના

કાર્યક્રમોના ઇશારા પણ સરકારે જ કર્યા હતા અને છેવટે આ આખી હિંસાની જવાબદારી કોંગ્રેસની હતી, એમ સ્વીકારીને તેઓ ચાલતા હતા. તેથી અમે વિચારેલો રસ્તો ખોટો છે એ તો હું સમજ્યો, પણ મારા મનમાં વિફળતાનો ભાવ (ફ્રસ્ટ્રેશન) પેદા ન થયો. બાપુએ દેશમાં થયેલી ભૂલોને ભૂલ તરીકે વર્ણવી હતી; એને સરખે રસ્તે લઈ જવા તેમણે પ્રયત્ન કર્યો હતો, પણ દેશપ્રેમની ભાવનાથી થયેલા ભૂલભરેલા કૃત્યને પણ ઉતારી પાડયું નહોતું. તેથી જ તેઓ રાષ્ટ્રના સામાન્ય નાગરિકને પોતાની સાથે રાખી શકયા હતા, અને તેને સાચે રસ્તે દોરી જઈ શકયા હતા.

આગાખાન મહેલમાં ફુરસદ ઘણી રહેતી. તેથી ત્યાં મેં વિક્ટર હ્યુગોની મશહૂર નવલકથા 'લા મિઝરાબ્લ'નો અંગ્રેજી અનુવાદ વાંચી નાંખ્યો. બાપુએ જ્યારે આ સાંભળ્યું ત્યારે એમને થોડું આશ્ચર્ય થયું. બનતાં સુધી એમના મનમાં મારે અંગેનું ચિત્ર સાવ નાનકડા બાળકાનુ જ હતું. એમણે મને પોતાની પાસે બોલાવી ખાસ અભિનંદન આપ્યા! હું શરમાયો. પ્યારેલાલકાકાએ બાપુને કહ્યું: 'તમે તો એને સાવ નાનો ધારો છો, પણ એ તો દેશના પ્રશ્નોની ચર્ચા મારી જોડે કરે છે. આટલા વખતમા કેટલુયે અહિંસા વિવેચન એણે મારી સાથે કરી નાખ્યું છે!' હું વધુ શરમાયો.

બાપુએ કહ્યું: 'એ તો હું જાણતો જ હતો. નાનપણથી જ એને ચર્ચા કરવાની ટેવ છે, મને નવાઈ તો એના અંગ્રેજીના જ્ઞાન અંગેની લાગી હતી અને અહિંસાની વાત નીકળી છે તો એટલું કહી દઉં કે અહિંસા વિશેના મારા વિચારોમા પણ વિકાસ થયો છે એ બરાબર સમજજે એક જમાનો હતો કે

જ્યારે હું માનતો કે દેશમા ક્યાક હિંસા ચાલતી હોય તો તે વખતે અહિંસાનો પ્રયોગ ન થઈ શકે આજે હવે હુ માનુ છુ કે સાચી અહિંસાનુ કોડિયુ તો એવુ હોય કે ચારેકોર હિંસાનો ઝઝાવાત વાતો હોય તોપણ જે બળ્યા કરે'

ઉપવાસ દરમિયાન એક આગેવાન કહી ગયા હતા કે 'આપ ગુજરી જાઓ તો દેશમા ગરબો ફાટી નીકળે એને દ ાબી દેવા સરકારે ટેકો વગેરેની ગોઠવણ કરી રાખી છે!

ઉપવાસને બારમે કે તેરમે દિવસે બાપુ કટોકટીમાથી પસાર થયેલા તે દિવસે એમને પાણી પણ ગળે ઊતરતુ નહોતું એવી અવસ્થામા સતરા કે તે પ્રકારના ફળ(સાઇટ્રસ ફ્રુટ)નો રસ પાણીમા ઉમેરવાની બાપુએ ઉપવાસ આરભ કર્યો તે પહેલા જ પોતાને સારુ છૂટ રાખી હતી થોડા ચમચા સતરાનો રસ ઉમેરીને પાણી ગળે ઊતર એવુ કરવામા આવ્યુ

પણ સરકારે આ ઘટનાનો દુરુપયોગ કરવાનો ઇરાદો સેવ્યો રોજેરોજ બાપુનુ વજન થતું બીજે દિવસે જુએ તો તે એકદમ ૪ રતલ વધી ગયુ! સરકાર તો એની જ વાટ જોતી હતી એ સિદ્ધ કરવા કે ગાધીએ ઉપવાસ દરમિયાન ખોરાક લીધા છે આ વાત અગે ડો સુશીલાબહેન ખૂબ કાળજી રાખવા તેમણે કહ્યુ કે આમ બની જ ન શકે કાટામા જરૂર ક્યાક કાણુ છે પછી એ જ કાટા પર મારુ વજન લીધુ તો એ પણ ચાર રતલ વધારે પછી તો બધાએ વજન કર્યું અને બધાનુ વજન વધારે નીકળ્યુ! આમ બાપુને ફજેત કરવામા નફટ સરકાર ને યાત્રિક કાટો મદદરૂપ થઈ શક્યો નહિ એ સરકાર કરતા વધુ નિષ્પક્ષ હતો એણે પોતાની ચાડી ખઈ દીધી! ●